# કુન્દન અને પુષ્પ.



લેખક અને પ્રકાશક.
વૈદ્ય શાસ્ત્રી જગન્નાથ આત્મારામ શર્મા.
(મુકુન્દ)

સં. ૧૯૮૩. પ્રત ૧૦૦૦.
મૂલ્ય ૦-૮-૦.

# કુન્દન અને પુષ્પ.




લેખક અને પ્રકાશક.

વૈદ્ય શાસ્ત્રી જગન્નાથ આત્મારામ શર્મા.

( મુકુન્દ )



સં. ૧૯૮૩.  પ્રત ૧૦૦૦.

મૂલ્ય ૦-૮-૦.

# अर्पण पत्रिका.



**સ્રગ્ધરા.**

શ્રી વિદ્યા જ્ઞાનદાતા ત્રિભુવન જનની. સર્વ સંકષ્ટ હારી.
માતાશ્રી વિશ્વખ્યાતા. ધરિત કર વીણા. બ્રહ્મરૂપા કુમારી.
શ્વેતાંગી શ્વેત હંસા. ધવલપટ ધરા. શારદા સુખકારી.
અર્પું છું પ્રેમ ભાવે. તવ પદ કમલે. છે કૃતિ માત ત્હારી.
પદ્માક્ષી પદ્મ દેહા કર જન મુદ દા. વિશ્વવંદ્યા પ્રાણી તું;
દીવ્યાક્ષી દિવ્યકેશા પ્રફુલિત વદના. શુદ્ધ ચિત્ત સ્મરૂં હું;
કાવ્યાંગે ને કવિત્વે. નવ રસ ભરતી. ભારતી શ્રેયકારી.
અર્પું છું પ્રેમ ભાવે. તવ પદ કમલે. છે કૃતિ માત ત્હારી.

૨૨-૩-૨૭
**આમોદ.**

લી૰ **પાદસરોજ ધૂલીધર**
(મુકુન્દ.)

ॐ

तत्सत् गुरुवेनमः

———

गुरुर्ब्रह्मा गुरु विष्णु
गुरु र्देवो महेश्वरः

गुरुः साक्षात् परब्रह्मः
तस्मै श्री गुरुवे नमः

હૃદય તિમીરા ટાળી
જેણે મુજને
જ્ઞાન દીધું સારૂં

તે સદ્‌ગુરૂના ચરણે
રે'જો નિર્મળ
સદાય મન મારૂં

लि० आपनो.
कृपाभिलाषी
(मुकुन्द)

# "માતુશ્રીને નિવાપાંઞ્જલિ"

મ્હા મોંઘેરા મૂલની મ્હારી માવડી;
અમરાપૂરમાં કીધો જઈને વાસજો.
ભવરણના હિંચોળે મુકયાં હિંચતાં;
ભૂલાતો ના વ્હાલ ભર્યો ઉચ્છ્વાસજો. મ્હા મોંઘેરા.

પાળી પોષી પંપાળી મોટાં કર્યાં;
અમ માટે ત્હેં વેઠયાં દુઃખ અપારજો.
અંતરમાં ઝરતાં તે ઝરણાં સ્નેહનાં,
સંભાળે તો ચાલે અશ્રુ ધારજો. મ્હા મોંઘેરા.

હૈયા સાથે તુજ બાલુડાં ચાંપતી;
ચુંમી ચુંબન કરતી તુ રસદાર જો.
દ્રગ પથમાં નિરખીને ઠરતી આંખડી;
કેમ કરીને ભૂલાયે ઉપકારજો. મ્હા મોંઘેરા.

હૈયામાં ત્હેં ભાવે ભર્યાં રસ બિન્દુઓ;
દ્રવિભુત થાતાં આંખલડે ઉભરાય જો.
દોહ્‌લ દુઃખડાં વણસાડ્યાં અમિતા ભર્યાં;
ઓ માડી એ કેમ કરી વિસરાયજો. મ્હા મોંઘેરાં.

ઘા કારી કયમ સે'શે મૃદુલી છાતડી;
હૈયાશુનો કીધો ત્હેં પરિવારજો.
વલવલતાં મેલ્યાં ત્હેં અમને પંખિડાં;
માઝમરાતે રડતાં નાવે પાર જો. મ્હા મોંઘેરા.

પરલોકે પડી પાછી વળી ના માવડી;
મુકી દીધો સ્નેહ સુતાસુત કુંજ જો.
વ્હાલી ચાલી મ્હાલી સદન સોહામણું;
જલ્પે ત્હારાં સ્નેહ સરસડાં ગુંજ જો. મ્હા મોંઘેરા

રે હત્યારા વેરણુ વિધી તું કયાં નડયો;
વિણુ વિચારે ઉખેડી સુખ વેલજો.
હેત ભરેલા હૈયે કયારે ભેટશું;
માવલડીનું દર્શ થવું મુશકેલ જો. મ્હા મોંઘેરા.

વેદ[૪] મૂનિ[૭] ખંન્ડ[૯]ન્દુ[૧] ભુંડા વર્ષમાં;
ભાદ્રપદે પણ કૃષ્ણુ ચતુર્થિ સારજો.
તું ચાલી મા છાંડી સ્નેહલ વાટિકા;
રન વન મેલ્યાં બાલુડાં સંસારજો. મ્હા મોંઘેરા.

૧૯૭૪ ના ભાદ્રપદ
કૃષ્ણુ ચતુર્થી

લી૦ ત્હારો
વિયોગી પુત્ર.

# સ્ફૂર્ણા

રસ ઝરણુ ભર અમૃત સમી, વાણી મુકુન્દ તણી ગમી;
મીઠી મધુર પદ બંધતા, મન હરણુ શબ્દ લતા સમી.
લાલીત્ય પદ ગૌરવ ભર્યું, શુદ્ધ ભાવના કવિતા તણી;
શુભ કાવ્ય આકર્ષક વિમળ, ઘટના ઘટીત ઘડી ઘણી. ૧

નિર્મળ હ્રદયના ઉભરા, સ્ફોટન કરી સમજાવતું;
રસ મગ્ન વાંચકને કરી, રસ સાગરે નવડાવતું.
લવ લેશ કાવ્યે દોષના, ભુલાવી દે મહા ક્ષોભને;
આ પ્રણય ગ્રંથ નિહાળતાં, મહા મોદ અંતર ઉપને. ૨

દુર્લભ કૃત્તિ છે સર્વથા, કથવી કથા કવિતા વિષે;
ત્યાં એક હરિગીત છંદમાં, રચના રચી હૈયું હીસે.
વાંચ્યા પછી બોલી જશો, જગનાથ શી ત્હારી કૃત્તિ;
છે મ્હેર જગના નાથની, કવિતા ઉપર પ્રિતી અતિ. ૩

વૈદ્યશાસ્ત્રી કૃષ્ણશંકર મહાશંકર દૈવજ્ઞ.
નિવાસ સ્થાન—ટંકારીઆ.

## અગાઉથી ગ્રાહક થઇ ઉત્તેજન આપનાર ગૃહસ્થોની મુબારક નામાવલી.

| | | | | |
|---|---|---|---|---|
| પા. મોતીભાઈ હીરાભાઇ. | આમોદ | ... | ... | ૨૫ |
| પા. અંબાઇદાસ અમથાભાઈ | ,, | ... | ... | ૫ |
| પા. બહેચરભાઇ જેઠાભાઇ | ,, | ... | ... | ૫ |
| રાજારામ આત્મારામ ભટ્ટ | ,, | ... | ... | ૨૫ |
| પ્રાણજીવન નરોતમ ,, | ,, | ... | ... | ૨૫ |
| વણારસી ભીખાભાઇ માસ્તર | ભાડભુત હાલ આમોદ | | | ૨૫ |
| નરોતમ આત્મારામ ભટ્ટ. | સજોદ... | ... | ... | ૧૦ |
| મગનલાલ લલ્લુભાઈ પા. | ઓશરામ | ... | ... | ૧૦ |
| છોટાલાલ રામશંકર ભટ્ટ | ,, | ... | ... | ૧૦ |
| પુરુષોત્તમ બહેચરભાઇ. | કેશવાણ | ... | ... | ૧૦ |
| પા. મુલજીભાઈ સદારામ. | રોઝા ટંકારીઆ... | | ... | ૫ |
| હરીલાલ હરદેવ. | શેરા | ... | ... | ૫ |
| રામચંદ્ર જયશંકર | સાંગરોલ | ... | ... | ૫ |
| દલપતરામ દલસુખરામ. | સાયણ | ... | ... | ૫ |
| પા. છગનલાલ મથુરભાઇ | આસનેરા | ... | ... | ૧૦ |
| લક્ષ્મીશંકર નરભેરામ પુરોહિત. | ,, | ... | ... | ૧૦ |
| શુકલ જમીયેતરામ નરભેરામ. | ભાડભૂત. | ... | ... | ૧૨૫ |

## પુસ્તકો મળવાના ઠેકાણાં.

૧ વૈદ્યશાસ્રી કૃષ્ણશંકર મહાશંકર.
ભાલચંદ્ર ઔષધાલય. મુ. રોઝા ટંકારી. તા. આમોદ

૨ ભાનુશંકર નગીનલાલ શુકલ.
મુ. સજોદ તા. અંકલેશ્વર તથા કર્તાના શીરનામે પણ મળશે.



શ્રીકૃષ્ણ જેને વસ્ત્ર લઇ, ગોપાંગના ઘેલી કરી,
મોહક મધુરી બંસરી, નાદે નચાવી સુન્દરી.
રૂડી શરદની જામની, રસરાજ રસ મગ્ને રહી,
તે કૃષ્ણ મંગળ આપજો, રસ પૂરજો ગાથા મહીં.

# कुन्दन अने पुष्प.

## હરિગીત.

શ્રીકૃષ્ણ જેને વસ્ત્ર લઇ, ગોપાંગના ઘેલી કરી;
મોહક મધુરી બંસરી, નાદે નચાવી સુન્દરી.
રૂડી શરદની જામની, રસ રાજ રસમગ્ને રહી;
તે કૃષ્ણ મંગળ આપજો, રસ પૂરજો ગાથા મહી. ૧

ગરવી રૂડી ગુર્જર વિષે, સૂગંધપુર કરી ગામ છે;
અલકાપુરી સમ દિસતું, ધનવાન સુખનું ધામ છે.
પ્ર-માદધન નામે વણિક, એ નગ્રમાં રે'તો હતો;
ધન સંપત્તીના પૂરમાં, મન મોજ બહુ ઉડાવતો. ૨

પત્નિ શુશીલા તેહને, ગુણ સુન્દરી નામે હતી;
સદ્‌ગુણ પતિવ્રત પાળતી, સ્વામી ચરણ નિત પુંજતી.
કટુ વેણ ના ઉચ્ચારતી, માધૂર્ય વચને બોલતી;
સુખ દુઃખની ભાગી હતી, પતિ વેણ ના ઉત્થાપતી. ૩

સ્મિત હાસ્ય મુખડું રાખતી, પ્રાણેશ પ્રેમે ભેટતી;
નવ કાન્તને સંતાપતી, નિર્મળ મતિ જેની હતી.

પણ કર્મના સંજોગથી, સંતાન એકે ના હતું;
ગુણ સુન્દરીને એટલું, હૃદયાન્તરે ખુંચતું હતું. ૪
પર બાળકોને દેખીને, અંતર બહુ બળતી હતી;
કંઇ હર્ષ ઘેલી થઈ જતી, દુઃખાશ્રુ નયને ઢાળતી.
કિરતારને સંભાળતી, નિશ્વાસ મુખથી નાખતી;
ઓ દૈવ હાવે શી ગતિ, હા વંશ વૃદ્ધી કંઇ નથી. ૫

કલ્પાન્ત કરતાં કાળ ચાલ્યો, કર્મનો ઉદય થયો;
પ્રભુની કૃપા પૂરી થતાં, દિનમાન એનો કંઈ ફર્યો.
એક પુત્રીનો જન્મજ થયો, રાજી થયાં એ દંપતિ;
ઉપકાર પ્રભુનો માનતાં, ગાંડાં અને ઘેલાં અતિ. ૬

કન્યા તણું શુભ નામ કુન્દન, પાડીયું ભલી રીતથી;
આનંદ અંતર માય ના, વ્હેંચી વધાઇ પ્રીતથી.
વિધ્ વિધ્ પ્રકારે હાસ્યથી, ભલી રીત લાડ લડાવતી;
પુત્રી છતાં એ પુત્ર માની, હર્ષ ઘેલી થઇ જતી. ૭

ગુણ સુન્દરી અંતર વિષે, આનંદ મંગળ માનતી;
વંઝા તણું મેણું ટળ્યું, દિલમાં બહુ રાજી થતી.
કન્યા તણા મુખ ચંદ્રને, જોતાં ઘણી ઘેલી થતી;
ગુણસુન્દરી રૂપવાનબાળા, વ્હાલથી ઉછેરતી. ૮
એ રીત દીન વિતાવતાં, [1]ખટ વર્ષની પુત્રી થઇ;
ભણવા મુકી નિશાળમાં, માતૃ ધરમ સમજી લઈ.

---

૧ છ વર્ષ.

બાળા જતી નિશાળમાં, આળસ જરા ના રાખતી;
વિદ્યા રસીક બનતી જતી, ભણુવા વિષે મન છે અતિ. ૯

છાત્રાલયે સંગી જનોને, હેતથી બોલાવતી;
રસ્તે જતાં પણ કોઇને, કટુ વેણુના ઉચ્ચારતી.
સ્વજ્ઞાતિનો ગુણવાન પુષ્પક, નામનો વિદ્યારથી;
કુન્દન તણા સંગાથમાં, ભણતો હતો તે પ્રેમથી. ૧૦

સાથે રમે સાથે ભમે, સાથે નિશાળે એ જતાં;
એકમેકના સંગી થઇ, વિખૂટા જરીયે ના થતાં.
કુન્દન વિના પુષ્પક તણું, જરીવાર ના મન ગોઠતું;
ભલી કુન્દને પુષ્પક વિના, ઘડી વાર પણ ના ચાલતું. ૧૧

દીલ એકને કાયા જુદી, અંતર વીષે પ્રેમી ઘણાં;
શૈશવ રમત રમતાં હતાં, નવ રાખતાં જેમાં મણાં.
આખો દિવસ કુન્દન કને, રમવાને પુષ્પક આવતો;
બે બાલુડાં સંગે રમે, આનંદ ઉભરાઇ જતો. ૧૨

બે બાળને નિહાળીને, ગુણ સુન્દરી રાજી થતી;
પુષ્પક તણું રૂપ જોઇને, મનમાં ઘણું હરખૈ જતી.
કુલવાન છે ગુણવાન છે. રૂપવાન પણ પુરો દીસે;
મુજ બાળકીને યોગ્ય છે, ચાલાક છે બુદ્ધી વિષે. ૧૩

કુન્દન અને પુષ્પક તણું, જોડું મઝેનું શોભશે;
જીવન સરીતામાં રૂડેરી, નાવને હંકારશે.
વિચાર એવો રાખતી, ગુણ સુન્દરી રસની ભરી;
પ્ર-માદ ધનને પ્રેમથી, મન વાત એ ખુલ્લી કરી. ૧૪

વાહ ઠીક છે વાહ ઠીક છે, પ્ર–માદ એવું બોલતો;
ગુણસુન્દરીને રીઝવી, આનંદ રસમાં રોળતો.
પણ દૈવની ઘટના જુદી, શું માનવી જાણી શકે;
ધાર્યું ધણીનું થાય છે, જગ પંખીડાં મિથ્યા બકે. ૧૫
એકદીન આવ્યો તાવ બહુ, ગુણસુન્રીને જોશથી;
નવ ભાન રે'તું શરીરનું, ક્રુર તાવના આવેશથી.
શૈયા વિષે આલોટતી, અંતર મુઝવણી થાય છે;
આ વાત જાણી શેઠજી, મનમાં અતિ ગભરાય છે. ૧૬
ધનવંતરી બોલાવીયા. કંઇ ડૉક્ટરો તેડાવીયા;
ઉપચાર બહુ અજમાવીયા, કો'રીતથી ના ફાવીયા.
દારૂ દવા ઝાઝી કરી, પણ ફેર ના જરીયે પડયો;
પ્ર–માદ શું પરવારશે, દુઃખ મેરૂ શીર આવી ઢળ્યો. ૧૭
પર્યંક પાસે બેસીને. નિશ્વાસ ઉંડા નાખતો;
ભવ ઝાઝ શું ભાગી જશે, એવા વિચારો લાવતો.
સંસાર રૂપી નાવડી, શી રીત મ્હારી ચાલશે;
વિનીતા વિનાનો હું વિધુર, થાતાં ગતિ કેવી થશે. ૧૮
દુઃખ વાદળા શીર જામશે, ઉદ્વેગ વેગ વધારશે;
મનના અનલની જ્વાળ બુરી, કોણ આવી ઠારશે.
ચિત ચોકડે રે'શે નહિ, ચિન્તાગ્નિ પૂરો જામશે;
રેરે પ્રભુ એના વિના, સંસાર ક્યમ આ ચાલશે. ૧૯
એ રીત શેઠ પ્ર-માદ ત્યાં, ઉદ્ગાર મુખથી કાઢતો;
નિજ આત્મજા રડતી હતી, ત્હેને પછી બોલાવતો.

લે-આવ બેટા ઘે'લી થા ના, આમ શું ગભરૈ જતી;
સારૂં થશે તુજ માતને, ના છેક તું ગાંડી થતી. ૨૦
જીવન તણા નાટક વિષે, સુખ દુઃખ મળતું કર્મથી;
વિધી લેખને એ દીકરી, ભુસનાર જગમાં કે।' નથી.
પાસે તનુજા તેડીને, છાતી શું ચાંપી સ્નેહથી;
રડતી ન મારી દીકરી, આંસુ લુહ્યાં રૂમાલથી. ૨૧
બેબ્હાવરી બાળા થઇ, ઉદ્દગાર મુખથી કાઢતી;
રે રે પ્રભુ આ શું કર્યું, કેવી થશે માહી ગતી.
મુજ જન્મદાતા માવડી, પર્યંક પર સૂતી અરે;
હીણુ ભાગિણી હું વલવલું, તોયે ન મુખથી ઉચરે. ૨૨
ડુસ્કે ચઢી પુત્રી પડી, પિતા તણા ખોળા વિષે;
જાતાં જનેતા જગતથી, બેલીન મારૂં કો દીસે.
નથી બેલડી બાંધવતણી, આધાર છે પિતા તણો;
નિર્દોષ નિરાશ્રીત છું, મુજ માતને પ્રભુ નાહુણો. ૨૩
માતા વિનાની બાળકી, દુઃખ સાગરે રઝળી મરે;
સુરભિ વિના જયમવત્સની, થાતી દશા બુરી અરે.
ઉદ્દગાર બાળાના શુણી, ગુણ સુન્દરી જાગી પડી;
બોલાવી શીર કર ફેરવી, વિચારના વમળે ચઢી. ૨૪
પ્ર–માદના સામું જુવે, ઘડી નેત્ર પણ મિંચી જતી;
ભાગ્યું તૂટયું મુખબોલતી, નિજ હાથને લંબાવતી.
પ્ર-માદ ધન સમજી ગયો, શું શું કહે એ। સુન્દરી;
લે વેણુ આપું હાથથી, તું બોલને હિંમત ધરી. ૨૫

ઉચ્છવાસ નાખી સુન્દરી, ધીમા સ્વરેથી ઉચરી;
આપ્યું વચન તે પાળજો, સાથે ગણીને શ્રીહરિ.
મુજ બાળકી સંભાળજો, મુજ સ્નેહને વિસારજો;
ખાલી હૃદય ના બાળશો, સમજી જગતનો સારજો. ૨૬
પત્નિ ન બીજી લાવશો, સુખ દુઃખથી નિભાવજો;
રે સાવકી ન વસાવશો, મુજ આત્મજાને ઠારજો.
એ રીત બોલંતા અરે, કંઠાવરોધન ત્યાં થયો;
સ્નાયુ તણાયા અંગના, ને સૂર પણ ચરડે ગયો. ૨૭
નેત્રો વિકાસીત ત્યાં થયાં, ને શ્વાસ પણ ઉંચો ચઢયો;
ગુણ સુન્દરીનો જીવડો, પંચત્વને પામી ગયો.
સુખનો શશીવર આથમ્યો, દુઃખનો રવિ ઉદય થયો;
કુન્દન કલી કરમાઈ ગઈ, પ્ર—માદ મદ ઉતરી ગયો. ૨૮
વીધુર થયો દુઃખીયો થયો, ઘર મોભ પણ ભાગી પડયો;
વનિતા વિનાનોએ થતાં, શીર હાથ દઇ ઝાઝુ રડયો.
ગુણ સુન્દરીના ગુણને, સંભાળી આંસુ પાડતો;
નિર્દોષ કુન્દન જોઈને, મન કંજને બહુ બાળતો. ૨૯
દીનમાન મારો કયમ જશે, રેરે થશે માઠી ગતિ;
તરૂણી વીના ભવ સાગરે, નિર્દોષ નાવડી ડૂબતી.
ચોધાર અશ્રુ ચાલતાં, જીવનલતા વિખરાઇ ગઇ;
પ્ર—માદની પ્રમદા વિના, બૂરી ગતિ જગમાં થઇ. ૩૦
કલ્પાન્ત કુન્દનનું અરે, તેથી અધીકું સાલતું;
માતા વિનાની દીકરીનું, મ્લાન મુખ કરમૈ જતું.

અપશોષી અંતરમાં ધરે, સૌ પુન્ય પરવારી ગયું;
કુન્દન અરેરે: એકલી, ઘર કાર્ય શીર પર આવીયું. ૩૧
વિધી નાથની ઘટના જુવો, પળવારમાં શું શું કર્યું;
સૂખી હતા જગ પંખીડાં, તેને શીરે વાદળ ઠર્યું.
ભાવી તણી શી ક્રુરતા, માનવ બિચારૂં શું કરે;
જ્યમ કાષ્ટની પ્રતિમા અરે, દોરી થકી નાચ્યા કરે. ૩૨
કુન્દન બિચારી એકલી, ઘરમાં ઝુરી ઝુરીને મરે;
માતા તણા શુદ્ધ સ્નેહને, અંતર વીષે અદકો સ્મરે.
કંઇ માસ એમ વિતી ગયા, સંતોષ દેનારૂં નથી;
ગૃહ કાર્યમાં કુન્દન પડી, માતા જતાં આ લોકથી. ૩૩
સંકટ શીરે તુટી પડયું, દુઃખમાં નહી બાકી રહ્યું;
તોયે જનુની સાંભળે, જરી શાન્તના હૈયું થયું.
દરરોજ પુષ્પક આવતો, મળવા અરે કુન્દન કને;
સુખ દુઃખની વાતો કરી, સંતોષતાં બે દીલને. ૩૪
કુન્દન જતી સમયે કદી, મળવાને પુષ્પક ના ઘરે;
એ રીત બે ભેગાં મળે, શુદ્ધ સ્નેહ જામ્યો અંતરે.
આખા દિવસમાં જો કદી. ભેગાં નહિ બન્ને મળે;
દુઃખ જામતું ક્ષુસ પામતું, મન ચેન ના જરીયે પડે. ૩૫
કંઇ કાળ એમ વિતી ગયો, ઘટના વિધી કેવી ઘડે;
શ્રોતા વિચારો અંતરે, વિધિ લેખ ના ટાળ્યા ટળે.
પ્ર—માદ ધનના લગ્નની, જ્ઞાતિ વીષે ચર્ચા થતી;
બે ચાર જણ ઉભા થયા, દેવા તનૂજા હર્ષથી. ૩૬

હા. ના થતી હા. ના થતી, ગુણસુન્દરીના વેણુથી;
પ્રમાદનું ચાલ્યું નહિ, માન્યું બધાના કે'ણુથી.
દુર્બોધ નામક નગ્રમાં, રહેતો હતો લક્ષ્મીપતિ;
તેને ઘરે વીશ વર્ષની, કન્યા બહુ રૂપમય હતી. ૩૭

શુભ મૂહુર્ત શોધીને વિવાહ, મંગળ કર્યું ભલી રીતથી;
દુર્ગેશનંદની નામ છે, રૂપ રંગમાં ખામી નથી.
જોઇ નવીના રૂપ ને, પ્ર–માદ ઘન લોભે ગયો;
સૌ ભાન પણ ભુલી ગયો, રસ મગ્નમાં ઘે'લો થયો. ૩૮

આહા મધુરી મૂરતી, મન મોહની દીલજાન છે;
યૌવનલતા ખિલી રહી, કામી પુરુષ વિશ્રામ છે.
દુર્ગેશના શુભ્રાંજને, પ્ર–માદ ઘન વશ થઇ પડયો;
ચિત વૃત્તીને સોંપી રહ્યો, આપ્યું વચન ભૂલી ગયો. ૩૯

ગુણ સુન્દરીના ગુણને, હૃદયાન્તરે વિસરી ગયો;
કામી કુટીલ પોતે બન્યો, પ્ર–માદ એ વચની થયો.
કુન્દન શીરે આવી પડી, ઓરમાન માની આપદા;
ગૃહ કાર્યનો બોજો વધ્યો, દુર્ગેશ ઘર આવી યદા. ૪૦

સંતાપતી તલસાવતી, ધમકાવતી તે બાળીકા;
સોષાવતી ઉર બાળતી, થઇ સાવકી તે કાળીકા.
ભંભેરતી પ્ર–માદને, યુક્તિ પ્રયુક્તિ આદરી;
કુન્દન કલીકા દુઃખના, સાગર વીષે ઝોલે ચઢી. ૪૧

ઓરમાન માના રોપથી, સામુ ન કુન્દન બોલતી;
પરવાસ કે નીજવાસમાં, હૈયું નહિ એ ખોલતી.

ખામોશી રાખે અંતરે, થઇ સાવકી સમ સર્પણી;
પાપી પિતા પલટે ગયો, હૈયા સુની પોતે બની. ૪૨

નિશાળમાં પણ ના જતી, ગૃહ કાર્યને ઉપાડતી;
મળતાં સમય તે એકલી, ઉદ્યાનમાં ફરવા જતી.
પ્ર-મોદ પ્રમદા હાથમાં, પુતળા સમો નાચી રહ્યો;
રૂપ રંગને અવલોકતાં, દુર્ગેશમાં મોહક થયો. ૪૩

નવ આત્મજા સંભાળતો, દરકાર પણ નવ રાખતો;
ભંભેરતી દુર્ગેશ જ્યાં, નિજ બાળને સંતાપતો.
કુન્દન શીરે આવી પડી, કે કર્મથી દુઃખ વાદળી;
મન શાન્તિને દેનાર ના, અંતર મુઝવણી બાળકી. ૪૪

રે સાવકી મા જ્યારથી. આવી હતી ઘર માંયરે;
કુન્દન બિચારી બેસવા, નવ પામતી પળવારરે.
ઓરમાન માની ધાકથી, ઘરબાર પણ એ ના જતી;
આખો દિવસ ઘર કામમાં, લાચાર થૈ વિતાવતી. ૪૫

મળવા ન પુષ્પક આવતો, સુખ દૂઃખનો ભાગી હતો;
દુર્ગેશ નંદની ત્રાસથી, પુષ્પક વિયોગી પણ થતો.
પ્ર-મોદ ધન પ્રમાદમાં, દરકાર ઘરની ના કરે;
વામા તણા વિશ્વાસમાં, દુર્લક્ષતા ઝાઝી ધરે. ૪૬

મન મોજીલો મનહર હતો, નિજ જ્ઞાતિનો ઘર આવતો;
દર રોજ આવે બેસવા, લલનાને લાડલડાવતો.
મિજલસ જમાવે પ્રેમથી, મેવા મધુરા લાવતો;
રતિરંગમાં રસ મગ્ન થઇ, મન મોજ બહુ ઉડાવતો. ૪૭

પ્રમાદ ધન પરવારીને, જાતો હતો ઘર બારણે;
મનહર પધારે તે સમે, રસ રાજ ખેલન કારણે.
દુર્ગેશના ક્રુર કૃત્યથી, કુન્દન વિમાશણ બહુ કરે;
અપકૃત્ય જોતાં માતનું, ધ્રુજતી હતી હૃદયાન્તરે. ૪૮
પિતા કને કે'વાયના, અંતર વીષે સે'વાયના;
કુકર્મ આ માતા તણું, કુન્દન થકી જોવાયના.
એવી રીતે પ્રમાદનું, સૌ પુન્ય પરવારી ગયું;
શ્રોતા વિચારી વાંચજો, ગૃહ રાજ્ય મનહરનું થયું. ૪૯
દીન કાળ એમ ચાલ્યો ગયો, કન્યા વરસ થઇ ચૌદની;
પ્ર–માદ વાત વિચાર તો, કુન્દન તણા શુભ લગ્નની.
બે દંપતિ ભેગાં થયાં, એક દીન કંઇ એકાન્તમાં;
ચર્ચા ચલાવી લગ્નની, કુન્દન તણી વિશ્રાન્તમાં. ૫૦
દુર્ગેશ બોલી પ્રેમથી, પ્ર–માદને ફોસલાવતી;
મુજ ભ્રાતની સાથે કરો, છે નામ જેનું દુર્મતી.
વયમાં વધુ એ ના મળે, ઉંમર વરસ પ–ચાસની;
છે રંગીલો ને મોજીલો, ધન સંપત્તિ જેને ઘણી. ૫૧
પ્ર–માદ ધન કે સુન્દરી, આવું મુખે કે'વાયના;
વય વૃદ્ધને મુજ આત્મજા, ભુંડી કદી દે'વાયના.
તુજ ભ્રાતને મુજ દીકરી, દેતાં કલંકિત હું ઠરૂં,
કુન્દન કજોડું દેખીને, વિષ પાન પીને હું મરૂં. ૫૨
ધીકકાર છે શરમાયના, કટુ વેણ મુખથી ઉચરે;
મુજ આત્મજા સુલક્ષણી, તુજ ભ્રાતને કયાંથી વરે.

કુન્દન માણીશું કાગના, કંઠે કદી બંધાય છે;
માનસ સરોવર હંસ શું, લોહ પિંજરે પુરાય છે. ૫૩
નૃપ મ્હેલ મુકી ઝુપડે, કારણી કહે બંધાય છે;
મોતન તણી માળા કદી, કપી કંઠમાં સોહાય છે.
તુજ ભ્રાતના નીચ હાથમાં, મુજ દીકરી સોંપાય ના;
બસ બોલતી ના સુન્દરી, મુજથી કદીએ થાયના. ૫૪
દુર્ગેશ કે' ઓહો તમે, કુલવાનને લાયક થયા;
તમ પાલવે આવી પડયાં, ત્યારે અમે નીચાં થયાં.
મુજ ભ્રાતને વાયસ ગણ્યો, તમ દીકરી થઇ હંસણી;
મરકટ અમારાં છો રહ્યાં, શોધો તમે પારસમણી. ૫૫
ચ-આવલી કુન્દન અરે, ઝાઝું નહિ બોલાવશો;
હું જાણું સઘળું અતરે, હૈયું નહિ ખોલાવશો.
ના બોલશો ના ચાલશો, હાવે મને ના પુછશો;
તમ વેણુ રૂપી વીષધર, આવી મને દીલમાં ડસ્યો. ૫૬
જ્યારે તમોએ પુછીયું, ત્યારે અમે બતલાવીયું;
એમાં અમારો શો ગુન્હો, તમને ભલે ના ફાવીયું.
છણકા કરી છાની રહી, દુર્ગેશ ઘર મધ્યે ગઇ;
પ્ર-માદ પણ ફરવા ગયોને, સાંજની વેળા થઇ. ૫૭
દીનકર ચઢી અસ્તાચળે, દધીનાથને મલવા ગયો;
દીનનો પરિશ્રમ ટાળવા, સોહામણો વાયુ વહ્યો.
વિધિનાથ ઘટના શી ઘડે, શ્રોતા વિચારી વાંચજે;
દુઃખ મેરૂ કુન્દન શિર ઢળે, નિશ્વાસ ઉર ના નાખજે. ૫૮

પુષ્પક અને કુન્દન જગતનાં, પ્રેમ પંખીડાં ભલાં;
નિર્દોષ એના શીર પર, આવી પડી મોટી બલા.
કુન્દન બિચારી એકલી, ફરવા ગઇ ઉદ્યાનમાં;
પુષ્પક અચાનક આવીયો, ભેગાં થયાં એકાન્તમાં. ૫૯

એકમેકના નયનો મલ્યાં, બે હર્ષ ઘે'લાં થઇ રહ્યાં;
વટ વૃક્ષ શીતળ છાંયડે, સ્મિત મુંખડે સ્થીર ત્યાં થયાં.
અણુ ચિંતવ્યા મેળાપથી, પુષ્પક ઉરે ધીર ધારીને;
મૃદુ વેણુ કુન્દનને કહે, નિજ કેશને સંભારીને. ૬૦

કુન્દન તને શું થાય છે. કયમ મુખ તુજ કરમૈ ગયું;
શું વ્યાધી વળગ્યો અંતરે, કે દુ:ખનું વાદળ ચઢયું.
ગૌરાકૃતિ ફીકી થઇ, તુજ ગાલ પણ બેસી ગયા;
કર કંકણો ઢીલા પડ્યાં, તુજ હાલ બહુ દુર્બળ થયા. ૬૧

પુષ્પક વચનને સાંભળી, કુન્દન ધીમેથી ત્યાં વદી;
ના પુછશો ના બોલશો, છે દુ:ખની આરે સદી.
ઓરમાન માના કલેશથી, ને દ્વેષથી બેહદ થઈ;
સ્હેવાય ના ; કે'વાય ના, વેઠાયના અંતર મહીં. ૬૨

ગૃહકાર્ય મુજ માથે પઢયું, નિશાળ નિશાસે તજી,
અભ્યાસ છોડી મેલીયો, દૈવે મને દુ:ખથી સજી.
માતા વિનાની દીકરીને, સુખ શાં સંસારમાં;
રે સાવકી છે સર્પણી, તેથી પુરી લાચારીમાં. ૬૩

મુજ દુ:ખ જૈ કોને કહું, ખાલી હૃદય શાથી કરૂં;
મુજ તાત પણ છે બેવફા, શીતમ મુખે શું ઉચરૂં.

પુષ્પક કહે છાની રહે, રડવા થકી સોં દી સરે;
માથે પડયું નિભાવવું, વિધી નાથની ઘટના ખરે. ૬૪
મનમાં જરી ગભરૈશના, પ્રભુ દુઃખનો બેલી થશે;
દુઃખ વાદળાં શીરે ચઢી, કાલે અરે વિખરૈ જશે.
દિનકર ઉગીને પૂર્વમાં, પશ્ચિમમાં અથમાય છે;
નિ–યમ ઉદયને અસ્તનો, જો' કર્મથી બંધાય છે. ૬૫
સુખ દુઃખની એ છાંયડી, જગ પંખીડાંને શીર છે;
થા શાન્ત થા તું શાન્ત થા, શા માટ ભુડી અધીર છે.
પુષ્પક તરફ ચંચળ દ્રગે, કુન્દન નિહાળી ત્યાં રહી;
એકમેકના નેત્રો મળ્યાં, કુન્દન ભલી શરમાઇ ગઇ. ૬૬
મુખ લાલ કુન્દનનું થયું, સ્મિત હાસ્ય પણ ફરકી રહ્યું,
પરિસ્વેદ અંગે વ્યાપીયો, જીગર જરી ધડકી રહ્યું.
પાદા ગુલીથી પૃથ્વીને, ખણુતી ખરે કુન્દન તહિં;
બોલી જરાયે ના શકી, નિસ્તબ્ધ થઇ ઉભી રહી. ૬૭
દુર્ગેશ પાપી કુલટા, આવી પડી એવે સમે;
બન્નેવને સાથે ઉભેલાં, જોઇને નેત્રો ભમે.
તતડાવતી ધમકાવતી, ઘરકાવતી બોલી તહીં;
ગુસ્સો રૂ–વે રૂ–વે થયો, સિંહણ સમી ઘુઘવી રહી. ૬૮
અલી છાટકી થઇ શું ભમે, બિતી જરાયે ના ચરે;
ફરવાને બ્હાને નીસરી, નીચ કૃત્ય કાળાં આદરે.
એકાન્ત પરનર સાથમાં, રમવા અલી આવી અહીં;
છેક છેડલો માથે મૂકયો, વેશ્યા સમી વંઠેલ થઇ. ૬૯

ઉત્તમ ગણાતા કુલને, નકટી કલંકિત તેં કર્યું;
માતા પિતાની આબરૂ પર, ભુંડી પાણી ફેરવ્યું.
આવું કરમ કરતાં તને, લજ્જા જરાના આવતી;
ધિક્કાર છે તુજ જાતને, છે ભ્રષ્ટતા વાળી મતી. ૭૦

દુર્ગેશના વચનો શુણી, બોલી જરાયે ના શકયાં;
થર થર વપુએ ધ્રુજતાં, નીચે વદન ઉભાં રહ્યાં.
પુષ્પક મુઝવણીમાં પડ્યો, વિચારના વમળે ચઢ્યો;
રે રે હરિ આ શી દશા, આણ ચિન્તવ્યો મેરૂ ઢળ્યો. ૭૧

નિર્દોષ નિરાશ્રીત હું, આવી ફસાયો શ્રી હરિ;
દુષ્ટા કલંકિત ઠેરવે, યુકિત પ્રયુકિત આદરી.
સે'જ વાતમાં દુઃખ વાદળી, શીર પર ખરે તુટી પડી;
વિપત વિદારણ શ્રી હરિ, સહાયક થજો મુજ આ ઘડી ૭૨

દુર્ગેશ કે' પુષ્પક તને, ધિક્કાર છે નટકા બહુ;
આવી રીતે બસ એકલા, તારે નહિ ભેગા થવું.
તુજને જવા દઉં આજ તો, હાવે ફરી વિચાર જે;
જીવન અપેક્ષા હોય તો, ઉપદેશ ઉરમાં ધારજે. ૭૩

એકાન્તમાં લલચાવતો, કુન્દન કળી સમ દીકરી;
કહી દેશ તારા તાતને, શીક્ષા કરાવીશ હું ખરી.
ક્રૂર વૃજ જેવા શબ્દથી, પુષ્પક હૃદય જખમી થયું;
ભૂમિ પરે દ્રષ્ટી કરી, છેક મૂખ પણ ઉતરી ગયું. ૭૪

ચાલ્યો ગયો દોડી ગયો, બોલી શકયો ના મુખથી;
દુર્ગેશ કુન્દનને લઈ, ચાલી ગઇ ઘર સુખથી.

થોડે જતાં કૈં દૂર આવ્યો. મિત્ર એકજ દોડતો;
ચાલો અરે પુષ્પક તમે, હું તેડવાને આવતો. ૭૫

શું છે અલ્યા? શું કામ છે, વિપરીતતા શું કૈં દીશે;
એ બાકળો કયમ થાય છે, વિપત ઢળી કૈં ઘર વિષે.
કૈંવાયના દીલજાન બંધુ, જીભડી નવ ચાલતી;
રે રે હરિ શીર કોપીયો, વ્હાલા થઇ માઠી ગતી. ૭૬

પિતા તમારા બારણે, બેઠા હતા આનંદથી;
પુસ્તક લઇને વાંચતા, આડા પડી સુખ ચેનથી.
બેઠો હતો હું પાસમાં, પણ જાણ ના મુજને થયું;
અણચિન્તવ્યું એકદમ વ્હાલા, હાર્ટ ફેલ થઇ ગયું. ૭૭

પળવારમાં કાયા થકી, જીવડો અરે ચાલ્યો ગયો;
લોકો બધા ભેગા થયા, હું તેડવાને આવીયો.
અણધારી વી-તક સાંભળી, નવ ભાન પુષ્પકને રહ્યું;
ખુબ મુકત કંઠે ત્યાં રડ્યો, ને ચક્ષુથી વારી રહ્યું. ૭૮

નાની વયે માતા મુકી, સંસારથી ચાલી ગઇ;
રે રે અધુરીમાં પુરી, આપદ બીજી ઉભી થઇ.
મુજ કર્મની કેવી દશા, ભાવી શીતમગારી થયું;
બિધીનાથ ઘટના અટપટી, ગૃહ રાજ્ય ઉજડ થઇ ગયું. ૭૯

સંસારમાં એકલ થયો, બુરી દશા કેવી થશે;
દુ:ખ સાગરે ઝોલે ચઢયો, તે કોણ આવી બચાવશે.
નથી સ્હાય કરનારૂં હવે, સ્નેહ બધાં સ્વર્ગે ગયાં;
નિર્ભાગી વીયોગી થયો, દુ:ખ વાદળાં ઘેરે રહ્યાં. ૮૦

ચોધાર અશ્રુ ચાલતાં, ઉર શોક નવ જાયે સહ્યો;
પિતા તણા શબની કને, પુષ્પક રડંતો આવીયો.
હાલત નિહાળી તાતની, નિશ્ચેષ્ટ થઇ પૃથ્વી પડયો;
કઠા વરોધન ત્યાં થયો, દેહ ભાન પણ ભૂલી ગયો. ૮૧
શુદ્ધિ મહીં કંઇ લાવવા, ઉપચાર લોકોએ કર્યા;
પણ અસર તેની ના થઇ, ઉપાય સહુ નિષ્ફળ ગયા.
ઘડી બે ઘડી એવી રીતે, વિતી ગઇ બેભાનમાં;
શુદ્ધી થતાં સહુ લોકની, સાથે ગયો શમશાનમાં. ૮૨
સતશાસ્ત્રની વીધિ પ્રમાણે, તાતને દેહાંજલી;
આપી પછી ઘર આવીયો, ઉત્તર ક્રિયા બાકી રહી
એ વાત પ્રસરી શહેરમાં, લોકો બધા વિસ્મય થતા;
ખોટું થયું ખોટું થયું, એવું મૂખેથી બોલતા. ૮૩
આ વાતની જ્યારે ખબર, કુન્દન તણા કાને ગઈ;
પુષ્પક બિચારો સાંભળ્યો, ને દુઃખની અવધી થઇ.
ક્રુર કર્મની વેરણ વીધી, વિચાર ના કીધો અરે;
નિર્ધન પુષ્પક માહ્યરો, ક્યાંથી ક્રિયા પિતુની કરે. ૮૪
રે રે ગરીબી દુઃખદા, લાચાર માનવને કરે;
વિણ અગ્નિ એ બળી શકે, શીર આળ પણ આવી ઠરે.
પુષ્પક ભુંડી તારી દશા, અવલોકતાં દીલડું દહે;
માતા ગઇ પિતા ગયા, તું એકલો હોશે ગૃહે. ૮૫
દિલનો દિલાસો આપવા, શી રીત હું આવી શકું;
દુર્ગેશના પિંજર પડી, મુજ ધર્મને તેથી ચુકું.

વિચાર સાગર ઉછળ્યો, તર્કોદધી રે'લૈ ગયો;
અંતર મુઝવણી વ્યાપતિ, નિશ્વાસ અંતરમાં રહ્યો. ૮૬
વિત્યો વખત એવી રીતે, શમતા વિરામી ચીત્તમાં;
ચોમેર નયને ભાળતા, [1]કાપાટ દીઠું ભિત્તમાં.
રે'લાવ ધીરજ કયમ તણું, સ્હાયક બનું પુષ્પક તણી;
એક નોટ સો રૂપીયા તણી, મુજને મળી મોસાળની. ૮૭
તે મોકલું પુષ્પક કને, દિલનો દીલાસો આપીને;
પ્રીત પત્રને પણ પાઠવું. હસ્તાક્ષરે સમજાવીને.
વ્હાલા લખું દદિં લખુ, દિલદાર લખવું ના ઘટે;
હું છું તમારી રાંકડી, સ્મરતી રહી અંતર પટે. ૮૮
આ પત્ર વાંચી ભાવથી, વિચાર અંતરમાં થશે;
છો સુજ્ઞ किम બહુ ના લખું. આશા અનેરી જામશે.
વિધીથી હણાયું ભાગ્ય જયાં, ઉપાય શો બીજો અરે:
માથે પડયું નિભાવવું, કલ્પાન્ત કરતાં શું સરે. ૮૯
પિતા તણી જાણી ખબર, ઉચ્છવાસ અંતરમાં ભરૂં;
ગમગીન છું લાચાર છું, ઉપાય હીન હું શું કરૂં.
અર્પણ કરૂં છું પ્રેમથી, ઉપહાર તે સ્વીકારજો;
છે ભેટ સાચા સ્નેહની, શાન્તિ હૃદયમાં ધારજો. ૯૦

---

૧ કમાટ

આશા મને બસ એક છે, જીવન મણી નિભાવજો;
સંસાર સાગરમાં તમારી, નાવડી સંભાળજો.
હું થઇ ચુકી છું આપની, ના અન્યને ચાહનાર હું;
બસ દૂધ સાકરમાં ભળી, નિશ્ચયથી ના ડગનાર હું. ૯૧

મેં લો લગાની આપની, બસ પ્રેમની કફની ધરી;
આ માગણી સ્વિકારજો, શુદ્ધાંતઃ કરણે તો જરી.
" लि आपनी प्रेम शिष्या."

ઉપરોક્ત કાગળ બીડિને, શીલ બંધ તત્પરથી કીધું;
શીરનામું પુષ્પકનુ લખ્યું ને, પોસ્ટને સ્વાધિન દીધું. ૯૨

પુષ્પક બિચારો એકલો, ભમતો રહ્યો સંસારમાં;
આનંદની સુખ વાટીકા, ઉજ્જડ થઈ પળવારમાં.
માથે પડી દુઃખની ઝડી, શી રીત ઉપાડી શકે;
આશ્રીત માનવ ના મળે, જગ ટેકરે ક્યાંથી ટકે. ૯૩

ઉત્તર ક્રીયા ક્યાંથી કરૂં, પૈસાતણું સાધન નથી;
મિલકત નથી માબાપની, વેચાણ કરવાનું નથી.
ખટ દીન તો ચાલ્યા ગયા, તૈયારી શી રીતે કરૂં;
શી રીત રે'શે આબરૂ, ભાવી દશા ભુંડી સ્મરૂં. ૯૪

જ્ઞાતિજનો નિત આવતા, કૈં બેસવા પુષ્પક કને;
ઉત્તર ક્રીયાના ખર્ચની, ઉપાડતા સહુ વાતને.
ભાઇ કહો શું શું કર્યું, શું શું હવે બાકી રહ્યું;
દિવસો હવે થોડા રહ્યા, તું બોલને હૈયે રહ્યું. ૯૫

પુષ્પક બિચારો બોલતો, તૈયારી હું શાની કરૂં;
સાધન નથી મારી કને, તેથી વિમાશણુમાં ફરૂં.
જ્ઞાતિ જનો સૌ બોલીયા, ગભરાય છે શાને અલ્યા;
વેચાણુ ઘરનું દે કરી, ભેગા અમે આજે મલ્યા. ૯૬

માબાપ કેરૂં બારમું, કરવું પડે કરવું પડે;
છુટકો કદી થાશે નહિ, સૌ નામ પર પાણી ફરે.
વેચાણુ ઘરનું જો કરૂં તો, ક્યાં જઇ વાસો કરૂં;
અંગૌખતે આપો તમે, ઉપકાર ના કદી વિસરૂં. ૯૭

હું વર્ષ કે બે વર્ષમાં, રૂપીયા બધા આપી દઉં;
ઉપકાર ભુલું ના કદી, જીવતાં લગી રૂણી રહું.
જ્ઞાતિ જનો બોલી ઉઠ્યા, ધંધો નહિ એવો બને;
પૈસા તણું એ કામ છે, ક્યાં શોધીયે પણીથી તને. ૯૮

શબ્દો શુણીને કારમાં, ગમગીન પુષ્પક ત્યાં થયો;
ઘૃત હોમી અગ્નિ કુંડમાં, જ્ઞાતિ સમૂહ વેરે ગયો.
થોડો સમય વીતી જતાં, ત્યાં પોસ્ટ મેનજ આવીયો;
શુભ નામ પુષ્પક પુછીને, એક પત્ર કરમાં આપીયો. ૯૯

હસ્તાક્ષરો ત્યાં ઓળખ્યા, કુન્દન તણું આ પત્ર છે;
તોડી તપાસ્યું પુષ્પકે, એક નૉટ મેલી તત્ર છે.
વિસ્મય થયો ઉપકાર માને, શ્રી હરિ નો તે સમે;
દાવાગ્નિમાં સહાયક બની, શી ધન્યતા કુન્દન તને. ૧૦૦

રે રે હરિ કરૂણા કરી, શીતમ વિદાર્યો શીરથી;
ઉપકાર પણ ભૂલાયના, જગમાં અરે જીવતાં લગી.
ચિતા તણી ક્રીયા કરૂ, થાનાર વસ્તુ થઈ રહે;
મુજને સલાહ કુણ આપશે. માનવ નથી મારા ગૃહે. ૧૦૧

તૈયારી ત્યાં સઘળી કરી, પુષ્પક તણી લજ્જા રહી;
ઉત્તર ક્રીયા પુરી થઇ, વિક્ષેપ કંઇ આવ્યો નહી.
એ વાત વિસરી મેલીયે, પ્રમાદ ને ઘર પ્હોંચીયે;
માતા વિનાની બાળકીની, દુર્દશા નિહાળીયે. ૧૦૨

રે સાવકી થઇ સર્પણી, કંઈ વેર લેવા પૂર્વનું;
રે સાવકી થઇ સર્પણી, શું રક્ત પીવા પુત્રીનું.
રે સાવકી થઇ સર્પણી, નિર્દોષ ને દુઃખ આપવા;
રે સાવકી થઇ સર્પણી, જીવન લતાને કાપવા. ૧૦૩

રે સાવકી થઇ સર્પણી, કાતીલ કાતું મારવા;
રે સાવકી થઇ સર્પણી, નિજ સ્વાર્થ એકજ સાધવા.
રે સાવકી થઇ સર્પણી, કુન્દન કલી કરમાવવા;
રે સાવકી થઇ સર્પણી, વિષપાન દઇને મારવા. ૧૦૪

દુર્ગેશ નીત્ય સતાવતી, કંઇ વાંક થાતાં મારતી;
ઉપાયના કુન્દન કને, ફરીયાદ પણ નવ ચાલતી.
ફરવા જવાની થૈ મના, નાવરી થવા દે ના જરી;
આખો દિવસ ઘર ગાંધતી, નિર્દોષને ઝકડી ખરી. ૧૦૫

પ્રમાદઘન કુન્દન તણી, દરકાર કરતો ના જરી;
બાળા બિચારી બહુ રડે, ખૂણે રહી દુઃખને સ્મરી.
દુર્ગેશ પણ ભભેરતી, યુક્તિ થકી પ્ર-માદને;
કુન્દન તણાં ખોટાં ખરાં, ઉઘાડતી સૌ કર્મને. ૧૦૬

દુર્ગેશના વચનો બધાં, પ્રમાદને મન ઉતરે;
કુન્દન પરે ક્રોધીત થઇ, નિજ આત્મજા હીત વિસરે.
ક્રોધાગ્નિમાં ઘૃત હોમતી, દુર્ગેશ પૂર પ્રપંચથી;
કરી વાત કલેશ વધારતી, લજ્જા દયા મનમાં નથી. ૧૦૭

ઉદ્યાનની સઘળી બીના, પ્ર-માદની પાસે ગઇ;
કુલટાન ચુકી પાપથી, પ્ર-માદને હસ્તક લઇ.
શીરકાન્ત ગુણીયલ સાંભળો, શી વાત હું તમને કહું;
કે'તાં ન ચાલે જીભડી, અંતર વિષે રાખું બહુ. ૧૦૮

જાતે ઉઘાડું જાંગને, નિર્લજ તમે ગણશો મને;
કુન્દન તણું કાળું કરમ, કે'તાં હ્રદય મારૂં બળે.
પણ લાગતું અંતર મને, તેથી કરૂં જાહેર હું;
ખોટું જરાના લાવશો, સાચું કહું દીલદાર હું. ૧૦૯

એક દીન ગઇતી સાંજના, ફરવા જરા હું બાગમાં;
બેઠો હતો પુષ્પક તહીં, કુન્દન હતી પણ સાથમાં.
કંઇ વાત કરતાં લગ્નની, છુપી રીતે બન્ને જણાં;
મેં સાંભળી પુઠે રહી, ધમકાવીયાં પછીથી ઘણાં. ૧૧૦

ઠપકો દીધો મેં કુન્દને, મારૂં જરા ના માનતી;
અપમાન કરતાં ના ડરે, સામુ વખત પર બોલતી.
ભિતી બતાવી આપની, પણ આપને ગણુતી નથી;
નિર્લજ્જ સ્વછંદી થઈ, નિચ કર્મથી ડરતી નથી. ૧૧૧

આવી રીતે સાચું જુઠું, નિશદીન કહી ભંભેરતી;
કુન્દન કલાંકિત ઠેરવી, અંતર વિષે રાજી થતી.
હંમેશના ઉપદેશથી, પ્ર-માદ ધન બદલે ગયો;
આધીન થઈ દુર્ગેશને, માયા વિષે મોહિત્ થયો. ૧૧૨

કુન્દન તણો સ્નેહ વિસર્યો, દ્રષ્ટિ કદી ના નાખતો;
ચારીત્ર શીલ કુન્દન છતાં, નિત વાંક એનો કાઢતો.
દુર્ગેશ નવ ચુકી જરી, નિજ સ્વાર્થસાધક તે બની;
કુન્દન તણો વિવાહ કર્યો, ભંભેરીને નીજ ભાઈથી. ૧૧૩

પ્રેમાદધન સમજ્યો નહિ, જારી બજારી વશ થયો;
નારી નચાવ્યો નાચીયો, પુતળા સમો થઈને રહ્યો.
દુર્ગેશનો છે બાંધવો, દુર્મદ વરસ પ-ચાશનો;
તે સાથ વીવાહ જોડીયો, પાસો પડયો ઉલ્લાસનો. ૧૧૪

કરી લગ્નની તૈયારીઓ, કામે વરૂધી કામની;
નિજ ભ્રાતનો વિવાહ થશે, હેલી થઇ આનંદની.
દુર્ગેશનું ચઢી વાગીયું, ગુમાન અંતરમાં બહુ;
કુન્દનતણું ના ચાહીયું, પ્ર–માદ પુન પરવારીયું. ૧૧૫

વિવાહ તણી વાતો ઉડી, સૌ સાંભળી કુન્દન અરે,
માતા વિહોણી બાળકી, અંતર વીષે ચરરર–બળે.
રે રે વિધી હત ભાગ્યમાં, કેવું લખ્યું મુજને અરે;
દુઃખ ઝોકમાં ડુબી મરૂ. મુજ નાવડી ક્યાંથી તરે. ૧૧૬

રે સાવકી થઇ સર્પણી, પાપી પિતા બદલે ગયો;
મરનાર મારી માતના, ગુણ આખરે વિસરી રહ્યો.
રે સાવકીને વશ થઇ, ઉંડે કુવે ઝબકોરશે;
નિર્દોષ કોમળ બાળકી, દુઃખ પંકમાં ઝકડાવશે. ૧૧૭

વય વૃદ્ધથી વિવાહ કરી, અંતર વીષે ખુશ થાય છે;
પિતા થઇ પુત્રી તણું, અ–નિષ્ટ જોવા ચાંય છે.
કુન્દન ખરેખર લોહમય, કટુ પાત્રમાં રેડાય છે;
કિંમત નથી મણી કાચની, મણી ધુળમાં રોળાય છે. ૧૧૮

ક્રન્દન પુષ્પ: —



રે રે હરિ હું શું કરૂં, મ્હારૂં હવે બેલી નથી;
કુણ સાહ્ય કરશે માહયની, વિષ પાન વીણુ છુટકો નથી.

વય વૃદ્ધને પરણાવશે, પુત્રી ઝબે કરી મારશે;
કાળાં હૃદયમાં એમને, જરીયે દયા ના આવશે.
પિતા નહી પણ પૂર્વનો, વૈરી અરે મારો થયો;
વિશ્વાસ આપી માતને, મુવા પછી પલટૈ ગયો. ૧૧૯

રે રે હરી હું શું કરૂં, મારૂં હવે બેલી નથી;
કુણ સ્હાય કરશે માહયરી, વિષપાન વીણ છૂટકો નથી.
મનની મુરાદો મારી તે, સૌ આજ ઉડી જાય છે;
નીરાસનો પડદો પડયો, જીવન કલી ચુંથાય છે. ૧૨૦

વય વૃદ્ધને ના પરણવું. એના થકી મરવું ભલું;
શું લ્હાણુ જીવ્યાથી મળે, સરિતા વિષે જઇને પડું.
ખંજર તણો કારી જખમ, શિરપર નિડર થૈ વેઠવો;
બનું આત્મઘાતી કે પાછી, પરલોક મારગ ખેડવો. ૧૨૧

પુષ્પક પડેલો એકલો, શી રીત વ્હાર કરી શકે;
નિર્ધન બિચારો શું કરે, દુઃખના દિવસ એને વિતે.
આપ્યું વચન મ્હેં દીલથી, સંસાર સુખને મ્હાલવા;
આપ્યું વચન તે પાલવું, સુખ દુઃખમાં ભાગી થવા. ૧૨૨

આપ્યું વચનના વિસરૂ, શુધ સ્નેહ ગ્રંથી બાંધવા,
પરભવ મળીશું રે હરી, રે રે બનુંના બેવફા.
આશા અને તૃષ્ણા નદીમાં, તે તણાતો ચાલશે;
બોલેલ મારા વચન પર, શ્રદ્ધા અડગ એની હશે. ૧૨૩

અમ ઉભયનું સુખ જોડલું, જોવા ખુશી કુદરત નથી;
ક્રુર દૈવ વેરી થઇ પડયો, ઉપાય પણ સુજતો નથી.
શી રીત પુષ્પકને મળું, મળવા સમય મુજને નથી;
વિતક જણાવી મોકલું, વિદિત્ થવાને પત્રથી. ૧૨૪

સન્મૂખ દીપક મેલીને, કરમાં ગૃહિ છે લેખીનિ;
શીરનામુ પુષ્પકનું ભરી, પ્રિય પત્રને આરંભતિ.

**પત્ર.**

પુષ્પક તમોને શું લખું, લખતાં હૃદય ચીરાય છે;
લેખણ લઉં હું હાથમાં, પણ અક્ષરો થરડાય છે. ૧૨૫

ચોધાર અશ્રુથી અરે આ, પત્ર પણ ભીંજાય છે;
એક શબ્દ લખતાં અબ્દસમ, વિતી વખત બહુ જાય છે.
કુલવાન છો રૂપવાન છો, ગુણવાન છો દિલજાન છો;
માતા વિનાની બાળકીના, ચિત્ત ચોરણ હાર છો. ૧૨૬

નથિ લગ્નની કંકોતરી, ચીઠ્ઠી મરણની જાણજો;
ખોટું હ્રદયના લાવશો, સુખમાં દિવસ વિતાવજો.
પાપી પિતા રે રે થયો, નિષ્ઠુર મનનો ઘાતકી;
મીંઢળ મડાને બાંધવા, તત્પર થયો છે દુર્મતી. ૧૨૭

રે સાવકી થઇ સર્પણી, ખંજર ધરીને ઘા કરે;
માતૃ ધરમ સમજી નહી, કાતીલ કાતુ કર ધરે.
નિજભ્રાત દુર્મદ સાથ મારૂ, હાય લગ્ન થનાર છે;
રે રે સિતમ શિર ગુજર્યો, વિધિનાથને ધિક્કાર છે. ૧૨૮

જીવ જાય પણ એ વૃદ્ધને, જીવન મણી અરપું નહીં;
માતા પિતાની ધારણા, બરબાદ થાશે રે અહીં.
સરિતા વિષે આજે જઈ, હું રાત્રીએ પડનાર છું;
સંસારની ઘટમાળને, ઘડિવારમાં તજનાર છું. ૧૨૯

સ્થુલ દેહનો વીલય થશે, પંચત્વમાં ભળનાર છું;
કાલે મને જોશો નહી, પરલોકમાં પળનાર છું.
માતા જુએ છે વાટડી, સ્વર્ગે રહીને મારી;
કાલે જઇને હું મળું, સંસાર માયા વિસરી. ૧૩૦

સ્નેહી સગાં સૌ આવશે, આનંદ મંગળ મ્હાલવા;
ના આવશો પુષ્પક તમે, મિથ્યા હૃદયને બાળવા.
ગુણવાન લાયક સુન્દરી, શોધી જીવન નિભાવજો;
નિરભાગ્યણીને સ્વપ્નમાં, પણ કો દિવસ સંભાળજો. ૧૩૧

જે સ્નેહ મારામાં રહ્યો તે, આજથી વિસારજો;
મળશું પુનર્ભવ જન્મમાં, છેલ્લા પ્રમાણ સ્વિકારજો.

**लि० निर्भाग्यणी कुन्दन.**

બીજે દિવસ એ પત્ર, પુષ્પક હાથમાં આવી ચઢયો;
વાંચી હૃદય ફાટી ગયું, પુર શોક અંતરમાં વહ્યો. ૧૩૨

નિશ્વાસ નાખી હાયના, પુષ્પક બહુ ડુસકે રડયો;
રે રે પ્રભુ આ શું થયું, દુઃખ સાગરે ઝોલે ચઢયો.
પ્રિયરત્ન હાઃ ચાલ્યું જશે, જીવન અફળ મારૂં થશે;
મનના મિનારા જે ચણેલા, આજ તે ઉખડી જશે. ૧૩૩

હું એકલો ભવમાં પડયો, મુજ નાવડી ડુબી જશે;
સુકાનીને મેલી ગઇ, માઠી ગતી મારી થશે.
ચોતરા છવાઇ શ્યામતા, દુઃખનો શશી દેખાય છે;
જીવન મણી રળિયામણો, કંટાળી ચાલ્યો જાય છે. ૧૩૪

આશા ભર્યું જીવન હતું, નીરાશ થૈ નીચે પડયો;
જીવ્યું હવે શા કામનું, સંસારના વમળે ચઢયો.
એ રીત પુષ્પક એકલો, એકાંતમાં ઝાઝું રડયો;
વરરાય વરઘોડે ચઢયાનો, નાદ કર્ણે આથડયો. ૧૩૫

વાજીંત્ર વાગે અવનવાં, વળિ વાદ તૂરીનો થતો;
ગિત ગાય મંગળ માનુની, ઉલ્લાસ સૌના મન હતો.
શ્રીફળ લઇને હાથમાં, વરજી ચઢ્યાતા ઘોડલે;
સોહામણો શિર ખુંપ છે, આનંદ ઉત્સવ ઉછળે. ૧૩૬

લોકો બહુ ભેગા થયા, વરને જરીક નિહાળવા;
વય વૃદ્ધ નિરખી શેઠને, લાગ્યા હૃદય પસ્તાવવા.
રે રે અભાગી કોણ કન્યા, આપવા તત્પર થયો;
દિકરી ઝબે કરનારને શું, માર્ગ બીજો ના જડયો. ૧૩૭

ધિકકાર છે એ બાપને, દીપક લઇ કુવે પડે;
દિકરી તણાં કંકણ અને, શું બાંધશે મિંઢણ મડે.
વરરાય પડશે સાથરે, કન્યા યુવાની પામશે;
ત્યારે ભુંસાપો આવશે, ભુંડા ભવાડા જામશે. ૧૩૮

નાની વયે વિધવા થશે, યોવન વિતાવે શી રીતે;
સ્વચ્છંદી થાયે વાંકશો, દિવસ વિતાવે શી રીતે.
લોકો બહુ નિંદા કરે, પણ શેઠને દરકાર શી;
વય વૃદ્ધ દુર્મદ મન ચહે, વનિતા રૂપી એક આરશી. ૧૩૯

અશ્વે ચઢી વિચાર તો, મુજ જીવડો નાનો હજી;
લોકો મને ઘરડો કહે, સમજ્યા વિના બુદ્ધિ તજી.
વાજીંત્રના સુર સાંભળ્યાં, પુષ્પક હતો ઘર આંગણે;
લાગ્યો બધાંને પૂછવા, આ લોક કયમ ટોળે મળે. ૧૪૦

આ કોણ વરઘોડે ચઢયું, કયાં તે પરણવા જાય છે;
વયવૃદ્ધ છે ત્હોયે અરે, ઉલ્લાસમાં હરખાય છે.
પછિ એમ કરતાં તોરણે, વરરાયજી આવી ચઢયા;
શેખચલ્લીના વીચારમાં, ચૌટે અને ચકલે ફર્યા. ૧૪૧

લોકો કહે પુષ્પક શુણો, આ નગ્રનો છે દુર્મતી;
પ્રમાદની કન્યા વરે છે, નામ કન્દન માંમતી.
પુષ્પક શુણી એ વાતને, ચિંતાગ્ર થૈ ઉભો રહ્યો;
અંતર વિષે શોચ્યા કરે, એક વેણુ મુખના ઉચ્ચર્યો. ૧૪૨

કરી મ્લાન મુખ ઘરમાં ગયો, લાગ્યો પછીજ વિચારવા;
વરરાય આવ્યા મંડપે, શુભ લગ્ન લ્હાવો મ્હાલવા.
વરરાય પરણે કે પછી, પરણ્યા વિના પાછા જશે;
શ્રોતા વિચારી વાંચને, ધાર્યું વિશંભરનું થશે. ૧૪૩

છે એકલી મેડા પરે, કુન્દન કને ચાલો તહીં;
જગનાથ ઘટના શી ઘડે, જોવાનું છે નૂતન તહીં.
સ્નેહિ સગું પાસે નથી, કુન્દન રડે છે એકલી;
દુર્મદ ઉભો છે તોરણે, બાળા બની બેબાકળી. ૧૪૪

સ્નેહી સગાં દુશ્મન થયાં, ના આર્ત કો જન સાંભળે;
બેલી થયું ના બાપડીનું, કોઇ આ દુર્ઘટ ભવે.
મુખ મ્લાન બાળાનું થયું, ચિત ચોકડે જેનુ નથી;
કુન્દન કળીની દુઃખદશા, કથવા કવી વાણી નથી. ૧૪૫

ચોધાર અશ્રુએ રૂવે, હૈયા શુની બાળા થઈ;
શિરકેશ પણ વિખરૈ ગયા, શણુગારની પરવા નહી.
ભયભીત થૈ ભુવને ફરે, નિઃશ્વાસથી મુખ ઉચરે;
રે' રે' વિધાતા શું કર્યું, કેવી દશા મારી ઠરે. ૧૪૬

આ પ્રાણ પાપી ના જતો, હે' પિંજરેથી છૂટીને;
સંસારમાં જીવ્યા થકી, મરવું ભલે બે'તર મને.
પુષ્પક વિના કદી અન્યને, પ્રાણાન્તથી પણ ના વરૂ;
હું હંસણી તે કાગડાની, સાથ કરવાળો કરૂં. ૧૪૭

દુર્મદ તણા કર સ્પર્શને, અંગાર વત હું તો ગણું;
સરિતા વિષે જઇને પડુ, પંચત્વને પામી જઉં.
જીવ જાય તો જાવા દઉં, વર તો વળી પુષ્પક વરૂ;
ઓરમાન માના કૃત્યથી, મરવાનું માથે આવીયું. ૧૪૮

ફોસલાવીને સપડાવશે, બરજોરીથી પરણવાશે;
ભેગાં મળી સમજાવશે, કાલબુટ માથે મારશે.
જીવ્યા થકી શો સાર છે, સંસાર ખારો માહ્યરે;
ઉઠ દે'હ જા તું જીવથી, સરિતા જનુની આશરે. ૧૪૯

સૌ ખોળ કરશે માહરી, કયાં શોધશે જૈને મ્હને;
માટે લખું એક પત્રને, જે જાણશે ગઈલી મ્હને.

પત્ર.

સ્નેહી સગાંના ખોળશો, ના શોધશો સંસારમાં;
દુનિઆ વિષે હું નહિ મળું, ચાલી સ્વરગની વાટમાં. ૧૫૦

ઓરમાન માના ત્રાસથી, કંટાળી પૂરી હું ગઇ,
વે'ઠાયું ના સ્હે'વાયું ના, કે'વાયું ના મુજથી કંઇ.
રે' સાવકી થઇ સર્પણી, બાકી જરા રાખી નથી;
અન્તે સરિતામાં પડીને, પ્રાણ કાઢયો દેહથી. ૧૫૧

પાપી પિતા સમજ્યો નહી, દરકાર મ્હારી ના કરી;
ઓરમાન માએ આળથી, મુજને કલંકિત ઠેરવી.
રે બાપ નહિ પણ સાપ એ, મુજ દેહને પુરો ડસ્યો;
વય વૃદ્ધને પરણાવવા, પાપી કુટિલ ઉભો થયો. ૧૫૨

ગભરાણી અંતરમાં બહુ, ઉપાય ના સૂઝયો જરી;
પાપી પિતાના ત્રાસથી, મ્હેં આત્મ હત્યા આદરી.
રે રે જગતના આદમી, ના સાવકી ઘર લાવશો;
નિર્દોષ નાનાં પંખીડાંને, છુંદી છુંદી મારશો. ૧૫૩

ઘડપણ વિષે કામી થતાં, સુખને સમય નહી પેખશો;
દુનિયા તણો ફિટકાર લે, નરકે અભાગી ચાલશો.

લિ. ત્રાસેલી મૃગલી

એવું લખી તૈયાર થઇ, એ પત્ર પણ સાથે લીધો;
ઘર પુઠ બારી ઉતરી, રસ્તો લીધો પોતે સીધો. ૧૫૪

કો' માનવી જાણે નહિ, ખખડાટ પણ કંઈ ના થયો;
કુન્દન ગઈ સરિતા તટે, રસ્તે પથીક પણ ના મળ્યો.
જઈ કાંઠડે ઉભી રહી, દુઃખ મગ્ન બાળા બ્હાવરી;
ભમરાળું પાણી જોઇને, ગભરાયના અંતર જરી. ૧૫૫

સરીતા તણું પાણી વહે, ગંભીર પૂર પ્રવાહથી;
કંઇ મત્સ્ય મગર કુદતા, જલમાં વિવીધ પ્રકારથી.
નવ કાંઠડે કો' માનવી, ૧તરણી પતિ દૂરે હતા;
ખાવા પીવાના કામમાં, મશગૂલ થઇ મન રાચતા. ૧૫૬

નભ મંડળે શશિ એકલો, છટકાવતો નિજ ચંદ્રીકા;
તરૂવર તળે ઉભી હતી, કુન્દન બિચારી બાળીકા.
આશ્વાસ કો' દેનારના, પિંજર પડેલી સારિકા;
મરણોન્મૂખ થાવા ચહે, પુષ્પક તણી સુખ દારિકા. ૧૫૭

ઉભી રહી છે એકલી, ચોપાસ નજરે ભાળતી;
નિશ્વાસ નાખી ઉરના, ઉદ્દગાર દુઃખના કાઢતી.
ઓ જીવડા સરીતા કીનારે, કયાં સુધી ઉભો રહે;
વિચારના વમળે ચઢી, મૃદુ દેહને શાને દહે. ૧૫૮

---

૧ વહાણુ ચલાવનાર.



બેહદ સિતમ શીરપર ઢળ્યો, રે રે હરિ તેં શું કર્યું;
કિસ્મત કળી શકતી નથી, હૈયું નથી હાથે રહ્યું.

એહદ શિતમ શીરપર ઢળ્યો, રે રે હરિ ત્હેં શું કર્યું;
કિસ્મત કળી શકતી નથી, હૈયું નથી હાથે રહ્યું.
હૃદયાન્તનો આધાર ના, આશ્રિત પણ પાસે નથી;
નિર્ભાગીણિને રે હરિ, મરવા વિના છૂટકો નથી. ૧૫૯

વહી એરી તે તરૂ ડાળીએ, નિજ પત્રને ઝટ બાંધીયો;
ઝંપાવવા તત્પર થઇ, નિજ વસ્ત્રનો કછ મારીયો.
આઘે જઈને દોટ મુકી, નીરમાં ઝંપાવવા;
પરવા કરી નહિ પ્રાણની, સંસારને છોડી જવા. ૧૬૦

જનુનિ જરી ગભરૈશના, આવી મળું છું હું ત્હને;
તું વાટડી જોતી હશે, પરલોકમાં સંભાળીને.
હરહર હરિ જગદંબિકા, જગ પાવની ઓ સૂરસરી;
તુજ અંકમાં લેજે મ'ને, પરલોક પ્હોંચ્યા વણ ખરી. ૧૬૧

એવું કહી કુદી પડી, નદી નીરમાં વહેતી થઇ;
પુષ્પક રહ્યો કુન્દન ગઈ, કેવી દશા ભાવી અહિં.



# कुन्दन अने पुष्प.

વાંચક વીરા એ વાતને, પડતી મુકીને આપણે;
ચાલો જઈને જોઇયે, પ્ર–માદ ધનને બારણે. ૧૬૨

વરરાય બેઠા મંડપે, બ્રાહ્મણ ઘણા ભેગા થયા;
યજમાનના કલ્યાણ કર, આશીર્વચન બોલી રહ્યા.
મધુપર્ક પણ પૂરો થયો, પધરાવજો કન્યા હવે;
ખોટી જરા કરશો નહિ, શુભ મૂહૂર્ત મંગળ છે હવે. ૧૬૩

દુર્ગેશ દોડી ઘર વિષે, કન્યા પછી પધરાવવા;
કુન્દન મળી ના માળીગે, ઉભી નિશાસો નાંખવા.
કન્યા નથી કન્યા નથી, એ બૂમ આવી બારણે;
શોધી અટાળી જારીયે, શું બ્હાર ગઇ કો' કારણે. ૧૬૪

પાડોશમાં જઇ પુછીયું, શોધી બધી શે'રી વળી;
સ્નેહી સગાને પુછીયું, પણ ભાળ ના તેની મળી.
આખું નગર માથે કીધું, કંઇ વાવ કુવા શોધીયા;
પણ ભાળ ના લાગી જરી, વિચાર મન ભુંડા થયા. ૧૬૫

ચોપાસ સરવે દોડીયા, નિષ્ફળ થઇ પાછા ફર્યા;
કુન્દન ગઈ કુન્દન ગઈ, હા: આર્ત સ્વરથી ઉચર્યા.
સરીતા કીનારે શોધતાં, કંઇ ભાળ કુન્દનની મળી;
એક વસ્ત્ર લાગ્યું હાથમાં, ને પત્રિકા તેમાં ભળી. ૧૬૬

પત્રાક્ષરો ઉકેલતાં, આશ્ચર્ય સૌ પામી ગયા;
રે કેર કીધો દીકરી, ગરકાવ દુઃખમાં તો થયા.
પ્ર–માદ ધન પસ્તાય છે, છાતી કુટે માથું કુટે;
રે દીકરી ત્હેં શું કર્યું, ચક્ષુ થકી આંસુ છુટે. ૧૬૭

સ્નેહિ સગાં સઘળાં રડે, છાના રહે ના તે સમે;
ફીટકાર દેતાં મન્નથી, દુર્ગેશ ને પ્રમાદને.
ધીક્ પાપણી ધીક્ પાપણી, આ કેર કાળો તેં કર્યો;
માતા વિનાની બાળકીનો, પ્રાણ ફટ ભુંડી હર્યો. ૧૬૮

બની સર્પણી તું સાવકી, આખર ડસી તું દીકરી;
પ્રમાદ હા પાપી બન્યો, સમજ્યો નહિ નફ્ટ જરી.
શબ્દો બધાના સાંભળી, દુર્ગેશ મુખ ઝાંખુ થયું;
પસ્તાય છે બહુ મન વીષે, ને આળ પણ માથે ચઢયું. ૧૬૯

આનંદ સૌ ઉડી ગયો, ભુંડું અમંગળ કાં' થયું;
સ્વારથ સધાયો ના જરી, નેં રત્ન પણ ચાલ્યું ગયું.
જ્યાં લગ્ન વાજાં વાગતાં, ત્યાં હાય હાય કુટાય છે;
જ્યાં હર્ષ ઉભરાતો હતો, ત્યાં આંસુડા રેડાય છે. ૧૭૦

માનવ પ્રયત્નો શું કરે, ધાર્યું હરિનું થાય છે;
મુરખાભિમાની આંધળા, અભિમાનમાં કુટાય છે.
વરરાય દુર્મદ તે સમે, વિચાર સાગરમાં પડયા;
ભાવી થયું પ્રતિકુળને, દુનિયા તણા દાંતે ચઢયા. ૧૭૧

પરણ્યા વિના પાછા જશે, લોકો વિશે હાંસી થશે;
સૌ ખર્ચ પાણીમાં જશે, ને આબરૂ લુટે જશે.
આવ્યા હતા ઉમંગથી, વીલે મુખે પાછા જશું.
કાળા કલંકની પાઘડી, બાંધી અને મૂરખા થશું. ૧૭૨

કન્યા હવે મળશે નહિ, સરીતા વિષે હા જૈ પડી;
સાજન બધું વેરૈ ગયું, ઉભો ન દુર્મદ પા–ઘડી.
કન્યા વિના પાછા ફર્યા, મનમાં ઘણું મુઝાય છે;
યુવાન કૈ' કાકા જુવો, પરણીને નાશી જાય છે. ૧૭૩

ખુંપ મેલીને આવ્યા હતા, બોડે શીરે ચાલ્યા ગયા;
મીંઢળ મસાણે છોડવા, કાકા ગયા તે ના રહ્યા.
કન્યાની મંગળ ઘાટડી, જોવા ચઢયા'તા ઘોડલે;
કાકાની બાંધો ઠાઠડી, વનિતા બધી ટોળે મળે. ૧૭૪

ચીતરેલ ચોરી લગ્નની, મેલી જશે ચીતા કને;
કાકા રહ્યા કાકી વિના, વાહ્ ધન્ય છે કુન્દન તને.
યુવાન વાણી સાંભળી, દુર્મદ ઘણો ગભરાય છે;
કંઈ ગાળ દે ગુસ્સો કરે, લપડાક મારી જાય છે. ૧૭૫

હો-હો થયું હો-હો-થયું, કુન્દન ગઈ સરિતા મહી;
પરણ્યા વીના દુર્મદ ફર્યો, પાછો અરે નિર્લજ થઇ.
એ વાત ચાલી ગામમાં, પુષ્પક તણા કાને ગઈ;
ઉદાશ અંતરમાં થયો, ગમગીનતા વ્યાપી રહી. ૧૭૬

ચોધાર અશ્રુ પાડતો, મુખથી વદયો ઓ શ્રીહરિ;
નિર્દોષીની આ શી દશા, પરલોક મધ્યે કયાં હરી.
બાળા બિચારી ઓ હરી, સરીતા વિષે જઇને પડી;
ચાલી ગઇ સુજને તજી, નિજ માતને મળવા ગઇ. ૧૭૭

વ્હાલી મ્હને હૈયા વિષે, મુજ માટ એ દુઃખી થતી;
ઉપકાર કીધેલા મ્હને, ભૂલાય ના મારા થકી.
એના ગયાથી ઓ હરિ, મુજ વૈભવો ઉડી ગયા;
પંચત્વને ધીક્કાર છે કે', એ હજુ ભેગા રહ્યા. ૧૭૮

દુઃખ જાણનારૂં રત્ન એ, ચાલ્યું ગયું આ લોકથી;
હાવે જીવ્યું શા કામનું, સંતપ્ત છે ઉર શોકથી.
મુખે મધુરૂં બોલતી, સમજાવતી ભલી રીતથી;
સમજુ હતી પ્રેમી હતી, નિર્મળ મતિ તેની હતી. ૧૭૯

શુધ સ્નેહની સરીતા હતી, સુખ દુઃખની ભાગી હતી;
સગુણી હતી શાણી હતી, ઉપકાર કરનારી હતી.
અભિલાષ મુજ ઉડી ગયા, પ્રિય રત્ન સાગરમાં ગયું;
ઝખ મારતું જીવન રહ્યું, બળતું હૃદય મ્હારૂં થયું. ૧૮૦

સંસાર કેરા ચક્રની, ઘટમાળ છે શા કામની;
માતા પિતા ચાલ્યા ગયાં, લગની લગાવું રામની.
પરીત્યાગ માયાનો કરી, હું પ્રેમ સંન્યાસી બનું;
હ્રની મરીને અંગ પર, ગીરિ ગહ્વરે ફરતો ફરૂં. ૧૮૧



પરિત્યાગ માયાનો કરી, હું પ્રેમ સન્યાસી બનું;
કફની ધરીને અંગ પર, ગિરિ ગહ્વરે ફરતો ફરૂં.

ઓ જન્મભૂમિ માહારી, તુજને હવે પ્રનણામ છે;
ગૃહબાર છોડું આ સમે, શિર છત્ર મારે રામ છે.
કાશી અને કેદારમાં, હરદ્વારમાં ફરતો ફરૂં;
સુલપાણ ભૈરવ ઘાટને, શ્રી નર્મદા તટ સંચરૂં. ૧૮૨

એ રીત યાત્રા કારણે, પુષ્પક પથીક પંથે પડયો;
વાંચક તમે જાશો નહિ, એ વાતથી પાછા વળો.
પ્રનમાદ પરવારી ગયો, મનમાં અતિ મુંઝાય છે;
લોકો તણા શબ્દો સુણીને, અંતરે બળી જાય છે. ૧૮૩

સમજયો નહિ નિર્લજ થયો, હું ઘાતકી પુરો થયો;
મરનાર સ્રીના વેણને, હું આખરે ભૂલી ગયો.
કાળું થયું મૂખ માહારૂં, મોહું બતાવાતું નથી;
ધિક્કાર સૌ મુજને કરે, એ વાત સ્હેવાતી નથી. ૧૮૪

મોહાન્ધ નારીમાં થયો, પાછું ફરી જોયું નહિ;
નારી તણા વિશ્વાસમાં, મરવાનું મારે છે સહિ.
નિર્દોષ મારી લાડકી, રેનરે બહુ શાણી હતી;
બોલવું વચન તે પાળતી, પિતા ગણી તે પૂજતી. ૧૮૫

દરકાર મ્હેં રાખી નહિ, ના વાત એની સાંભળી;
કંટાળીને એ દીકરી, આખર સરિતામાં પડી.
એ દીકરી સરિતા વિષે, તુજ જીવ ગભરાયો હશે;
નિપાત કરતાં આખરે, ત્હેં શ્રાપ પણ દીધો હશે. ૧૮૬

નિર્વંશ મ્હેં હાથે કર્યો, ભુવન બધું ખાવા ધસે;
તુજ માવડી ગુણ સુન્દરી, પરલોક માંય મળી હશે.
ધિક્કાર છે મ્હારા સમા, જાલીમના કરનારને;
ધિક્કાર છે મ્હારા સમા, પ્ર-મદા વચન પળનારને. ૧૮૭

ધિક્કાર છે મ્હારા સમા, નિચ કર્મ આદરનારને;
ધિક્કાર છે મ્હારા સમા, મોહ કુપમાં પડનારને.
ધિક્કાર છે મ્હારા સમા, બે પત્નિ ના કરનારને;
ધિક્કાર છે મ્હારા સમા, વનિતા વચન શુણનારને. ૧૮૮

ધિક્કાર છે મ્હારા સમા, દુહિતા ઝબે કરનારને;
ધિક્કાર છે મ્હારા સમા, ફંદે ફસી પડનારને.
નિર્દોષ સંભાળી રુવે, પુત્રી તણા શુદ્ધ સ્નેહને;
ચિત વ્યગ્ર રે' હંમેશ તે, તર છોડ તો દુર્ગેશને. ૧૮૯

વ્હેપારમાં મન ના જરી, ધંધો ન ધારી સૂઝતો;
ખાવું પીવું પણ ના ગમે, કુન્દન વિના ઘે'લો થતો.
બે ચાર છ મહિના ગયા, તે વાત વિસારે પડી;
પ્ર-માદ ધનની કર્મગત, પણ આખરે એને નડી. ૧૯૦

કુન્દન સરિતામાં પડી, નિજ પ્રાણ છોડયો દેહથી;
દુર્ગેશના અંતર વિષે, કંઇ લાગણી જરીયે નથી.
મિષ્ટાંન્ન મેવા ખાઇને, મતવાલીના દીવસો જતા;
ભલી ભાતના વસ્ત્રો સજે, સુખ માણતી મન ભાવતાં. ૧૯૧

પ્ર-માદની પરવા નહિ, રંગ રેલમાં છાકી જતી;
સ્વછંદ થઇ નિજ યાર, મનહર સાથ સુખડાં માનતી.
એક દીન પ્રેમી પંખીડા, બેઠાં હતાં પર્યંકમાં;
વિનોદમાં રસ મગ્ન થઇ, વાતો કરે આનંદમાં. ૧૯૨

એકમેકમાં મશગુલ થઇ, નિર્ભય થઇ રમતાં હતાં;
રસ રેલના આનંદમાં, તરબોળ પંખીડાં થતાં.
એવે પધાર્યા શેઠજી, દુકાનથી કંઇ કારણે;
જાણી શકયાં ના બે જણાં, કે' કોણ આવ્યું બારણે. ૧૯૩

ઘરમાં પ્રવેશ્યા શેઠજી, સુતેલ બન્ને ભાળીયાં;
ક્રોધાગ્નિ પુર પ્રજળી રહ્યો. પુરૂં અજાયબ પામીયા.
ખખડાટ થતાં જાગીને, મનહર કંઇ નાશી છૂટયો;
દુર્ગેશ ઉભી ભૂમિ પર, ઉત્તર ન મુખેથી વદ્યો. ૧૯

આ શું નિહાળું નેત્રથી, જાણે સુતાં છે દંપતિ;
ધિક્કાર છે ધિક્કાર છે, જોવાતું મારાથી નથી.
ઓ ધીક્ છે ઓ ધીક્ છે, કમજાત નારી તુજને;
નિચ કુલની કુલટા બની, આખર રમી વ્યભિચારને ૧૯

ક્રુર કર્મની કરનાર તું, ધિક્કાર છે ધિક્કાર છે;
કાળે મુખે ફરનાર છે, નિચ હાલતે મરનાર છે.
ધિક્કાર તારી જાતને, ધિક્કાર તારી માતને;
ધિક્કાર તારા તાતને, ધિક્કાર ફટ કમજાતને. ૧૯

રંડા હણાવી પુત્રી ત્હેં, ખોટું ખરૂં સમજાવીને;
તુજ મુખ જોવાના ચહું, વ્યભિચારણી મુખ બાળને.
બાળી સુવાડી શીર તેં, કાતું ધરીને કાપીયું;
વિશ્વાસ તુજ પર રાખતાં, હા કર્મ મુજ ફુટી ગયું. ૧૯




રંડા હણાવી પુત્રી ત્હેં, ખોટું ખરૂં સમજાવીને;
તુજ મૂખ જોવા ના ચહું, વ્યભિચારણી મૂખ બાળને.

કુલટા તણા ભરથારને, જીવ્યા થકી મરવું ભલું;
કુલટા તણા ભરથારને, વેરાનમાં વસવુ ભલું.
કુલટા તણા ભરથારને, જગ સૂખને તજવું ભલું;
કુલટા તણા ભરથારને, વલ્કલ ધરી ફરવું ભલું. ૧૯૮

કુલટા તણા ભરથારને, ખુલ્લે મુખે ફરવું નહિ;
કુલટા તણા ભરથારને, જન વાતમાં પડવું નહિ.
કુલટા તણા ભરથારને, અભિમાનમાં વહવું નહિ;
કુલટા તણા ભરથારને, ઘરબાર ડગ ભરવું નહિ. ૧૯૯

વચનો કહ્યાં બહુ કારમા, દુર્ગેશને ધિક્કારનાં;
પ્ર–માદ ઘરથી નિકળ્યો, બેઠો જઇ બજારમાં.
દુર્ગેશ પરના ક્રોધને, ખામોશ નવ રાખી શકયો;
પુરક્રોધ અંતરમાં વધ્યો, ને ભાન પણ ભૂલી ગયો. ૨૦૦

વ્યભીચારણી નારી થઇ, મુજ જન્મ હા-છૂટી પડયો;
ધિક્ જીવવું ધિક્ જીવવું, રે રે હરિ આ ભવ બળ્યો.
એવું વિચારી ચાલીયો, બ–જારથી રસ્તે પડયો;
ઘર કામ ત્યાગી સર્વથા, વન પંથમાં એ નીકળ્યો. ૨૦૧

પ્ર-મોદના પ્રયાણુની, ઘરબાર ખબરો થઇ નહિ;
ચાલ્યો ગયો પાછું ફરી, નજરે કરી જોયું નહિ.
ધન માલને અંગારવત, માની વિદેશે સંચર્યો;
ભાવી તણી ઘટના જુવો, ભવરંગ કેવો જામીયો. ૨૦૨

દુર્ગેશ ઘર મધ્યે રહી, વિ-ચાર તેને દીલ વસ્યો;
પ્ર-મોદધન્ મણિધર થઈ, વચને કરી મુજને ડસ્યો.
વ્યભિચારણી ગણશે મને, આ વાત જાહેરમાં જશે,
નિંદા થશે સૌ લોકમાંને, આબરૂં ઓછી થશે. ૨૦૩

યુક્તિ પ્રયુક્તિ આદરૂં, એ વાત કો' જાણે નહિ;
ઉપાય નિશ્ચય શોધવો, સુખ ભોગવું ઘરમાં રહી.
સંધ્યા સમે દુકાનથી, પરવારીને ઘર આવશે;
રાત્રી જતાં વાળું સમે, એ વારી ઝારી માગશે. ૨૦૪

જાણે નહિ કો રીતથી, યુક્તિ અનેરી આદરૂં;
વિષપાન આપી આખરે, મીઠ્યા તણો જીવડો હરૂં.
સ્વ-તંત્ર થઇ ઘરમાં રહું, આનંદમાં સુખ મ્હાલશું;
મિષ્ટાન્ન મન ગમતાં કરી, મોઝો ઘણી ઉડાવશું. ૨૦૫

કાશળ જશે એ શેઠનું, પછી કોણુ અહિં કે'નાર છે;
મન ચ્હાય તેવું વર્તિશું, પછી કુણુ અહિં રોકનાર છે.
સન્મૂખ સામું જે વદે, તેને શીરે પેંજાર છે;
દીલજાન રસીયો રાજવી, મનહર ખરેખર યાર છે. ૨૦૬

દુર્ગેશ ધારી ધારણા, વીષ પાન દેવા સ્વામીને;
જગનો નિયંતા કંઇ કરે, પ્ર-માદને વન કાઢીને.
સમી સાંજની વેળા થઇ, રાત્રી ઘણી વીતિ ગઈ;
પ્ર-માદ ઘરના આવીયો, બાજી બધી બગડી અહિં. ૨૦૭

લોકો તણા અપવાદથી, પ્ર-માદને ખોળ્યો ઘણું;
અંતર વીષે આનંદ છે, કાશળ જવાથી શેઠનું.
કોઇ કદાપી પુછતાં, કે શેઠ ક્યાં ચાલ્યા ગયા;
દુર્ગેશ કે'તી સર્વને, કાશી તણા પંથે વહ્યા. ૨૦૮

કાશી ગયા કાશી ગયા, એ વાત પ્રસરી ગામમાં;
દુર્ગેશ મનહર બે જણાં, આનંદ કરતાં ધામમાં.
દરરોજ મનહર આવતો, સુખ ભોગવે મન ભાવતું;
ચિન્તા પડી ના શેઠની, ધન વાપરે ઘરમાં હતું. ૨૦૯

પર ચારમાં પ્રિતી કરી, જો વિષય સુખને ભોગવે;
કૃત્યા તણું કાળું કરમ, વાંચક નથી જોવું હવે.
કુન્દન ગઈ પુષ્પક ગયો, પ્ર–મોદ પરવારી ગયો;
વિખુટાં પડયાં આલોકમાં, દીનમાન સૌ ઉલટો થયો. ૨૧૦

પ્રેક્ષક જરા નિહાળી લો, કુન્દન તણું શું થાય છે;
ભવસાગરે દેહ નાવડી, કેવી રીતે અથડાય છે.
સરિતા વીષે ઝંપાવતાં, એ ભાન ભૂલી સર્વથી;
ગંભીર પૂર પ્રવાહમાં, બ–ચાવનારૂં કો–નથી. ૨૧૧

નદીના તરંગો ઉછળે, જળી ચંદ્રિકા છટકી રહી;
ચિતકાર જલચર બહુ કરે, જરી દેહમાં શુદ્ધિ નહિ.
ઉંચે ચઢે નીચે પડે, મોઝાં તણા ખુબ જોરથી;
ખેંચાતી ચાલી એકલી, જીવડો અરે જાણે નથી. ૨૧૨

એવે સમે કો-મચ્છમારણ, આવીયો સરિતા કને;
મૃત દેહ તરતું ભાળીને, કુદી પડયો જલદી ૧ વને.
પુર જોરથી પાસે ગયો, સરીતાથી કાઢી તે ઘડી;
લાવી સુવાડી કાંઠડે, અણમૂલ વસ્તુ કર ચઢી. ૨૧૩

---

૧. પાણીમાં.

આશ્વાસ કરવા કારણે, પછી ઝુંપડે ઉંચકી ગયો;
બરદાસ બહુ રીતે કરી, રાત્રી વિષે જાગૃત રહ્યો.
દીગ્ પૂર્વમાં રવી ઉગીયો, તારા વિલયતા પામીયા;
વન પંખીડાં કલરવ કરી, ગહ્વર નિબિડે જાગીયા. ૨૧૪

પ્રભાત થાતાં ભૈરવીના, સૂર બહુ સોહામણા;
જાગૃત થવાને સૂચવે, નિદ્રાળુ જનને તે ઘણા.
દધીમંથનાદી ઘોષથી, રજની ગયાનું સૂચવે;
કામાર્થ જન ઝટ જાગતા, શૈયા વિષે કદી ના સુવે. ૨૧૫

ક્ષીરસાગરે શશીવર પડયો, રવીનાથનો ઉદય થયો;
ઉષ્ણાંશુ કિર્ણો પાથર્યાં, નિજ જેમ જણુવી નભ રહ્યો.
છે છાઝ છાયલ ઝુંપડી, કુન્દન સુતી તૃણ સાથરે;
ઝબકી ઉઠી જોતી હતી, ચોપાસ માનવ ના મળે. ૨૧૬

આ સ્વપ્ન છે કે જાગૃતિ, વિચાર અંતરમાં કરે;
શાથી બચી સરિતા પડી, કોણે બ-ચાવી બાપરે.
રે રે પ્રભુ આ શી ગતિ, કયાંથી અહિં આવી ચડી;
દુઃખ છોડતાં છુટયું નહિ, દુઃખ જાળમાં પાછી પડી. ૨૧૭

કુન્દન તણો સ્વર સાંભળી, ઢીમરનજીક ઝટ આવીયો;
મુંઝાય શાને સુન્દરી, ઉગારનારો આ રહ્યો.
ગભરાતી ના ગભરાતી ના, ભય સ્થાન અહિયાં છે નહિ;
નિ-વાસ કર મુજ વાસમાં, સુખ ચેનથી સાથે રહિ. ૨૧૮

તુજ રૂપ સુન્દર જોઇને, અંતર મુંઝવણી થાય છે;
સરીતાથી ખેંચી લાવીયો, શા માટ તું ગભરાય છે.
તુજ રૂપનો ભોગી ભ્રમર, આશ્ક્રિન થઇ લલચાય છે;
મુજ વૃત્તીને આધીન થા, શાને ભુંડી શરમાય છે. ૨૧૯

મન માનતાં સુખ આપવા, તૈયાર છું ઓ સુન્દરી,
છું પ્રેમ ભિક્ષુક તાહ્યરો, હાવે જતી ના તું ડરી.
પા પ્રેમ પીયુષ પ્રેમદા, રેલાવને રસનો ઝરો;
તું પુષ્પની છે પાંખડી, હું છું મધુકર આંધળો. ૨૨૦

એવું કહી પાસે ગયો, કર ભેટવા ઇચ્છા કરી;
કુન્દન કળી કુદી ખસી, ચમકૃતથી અંતર ડરી.
બેબાકળી થઇને ઉભી, ના ધૈર્યતા દીલમાં રહી;
કંપી ઉઠી જંપી નહિ, દંભી પ્રતિ જોતી રહી. ૨૨૧

નયનાશ્રુ ઢાળીને વદી, હીંમત કરી ઢીંમર પ્રતિ;
આ શું વદો નાના ઘટે, વિચાર લો વીરા મતિ.
ના ભ્રષ્ટ બુદ્ધી વાપરો, છો ધર્મના બન્ધુ તમે;
ભગની સમી મુજને ગણો, લાવ્યા મને જો આશ્રમે. ૨૨૨

નદી નીરથી ઉગારીને, બન્ધુ તમે લાવ્યા મને;
ઉપકાર એ ભુલું નહિ, સાચું કહું છું આપને.
આશ્રીત થઈ શીર કાપવું, ના યોગ્ય એ વ્હાલા ભઈ;
આવી વખાની મારી હું, વેરણ વિધી આજે થઇ. ૨૨૩

ઢીંમર કહે છાની રહે, એ અન્યને સમજાવજે;
મુજ સાથ હાથ મિલાવીને, ભલી રીત મોજ ઉડાવજે.
નવલાં ઘરેણાં આપશું, ખાવા પીવાનું સુખ છે;
આ ઝુંપડે મુજ વાસ છે, કે'ને અલી શું દુઃખ છે. ૨૨૪

મુજ માગણી સ્વીકારને, તરછોડતાં છુટકો નથી;
સુખી થવા જો ચ્હાય તો, લે આવ શાણી સ્નેહથી.
લે ભેટ ભાવે ભામની, હૈયું મીલાવી તે જરી;
એકમેક થઇશું આપણે, નવનીધ મળશે સુન્દરી. ૨૨૫

નિર્જન વને તુજ સ્હાય, કરનારૂં નથી ચોપાસજો;
આધીન થા મન મોહથી, પુરી કરી દે આશ જો.
પાસે જઈ ક્રુન્દન તણું, કાંડું ગ્રહ્યું બહુ જોરથી;
હૈયે લગાવી હોળીને, દ-બાવતો નિજ ઉરથી. ૨૨૬

મૃગલી બિચારી શું કરે, કર પારધી આવી ચઢી;
છુટકાય ના કર બાથથી, યત્નો કર્યાં બહુ બહુ મથી.
યમદૂત કર પિંજર થકી, શી રીત હરણી છુટશે;
મુખ દાબતો બૂમ પાડતી, આઘે ધસે પાસે ધસે. ૨૨૭

કંઈ લાગ મળતાં બોલી ત્યાં, કો-ધાવરે કો ધાવરે;
આવી બચાવો આ સમે, મૃગલી પુકે છે સાવરે.
રે હાય હાય મરી ગઈ, મુજ પ્રાણ નીકળી જાય છે;
આવો બચાવો વીર કો, મુજ લાજ આજ લુંટાય છે. ૨૨૮

દિન આર્ત ઉદ્‌ગારો સુણી, કઈ પ્રેરણા પ્રભુએ કરી;
યોગી પધાર્યા તે સમે, કર દંડ ક-મંડલ ધરી.
શીર પર જટા ધારણ કરી, કોપીન એક રસાળ છે;
છે પાદુકા પાદામ્બુ જે, મુખમાં હરિ ઉચ્ચાર છે. ૨૨૯

ઢીંમર તદા નાશી છુટયો, કાળે મુખે પાછો ફર્યો;
બાળા પડી પૃથ્વી પરે, બ્રહ્મ રંધ્રમાં જીવડો ચઢયો.
બે ભાન નેત્રો બંધ છે, નિશ્ચેષ્ટતા વ્યાપી રહી;
મુનીવર્ય પાસે આવીયા, ઉભા રહ્યા જોઈ તહિં. ૨૩૦

નિજ પાત્રનું જલ હાથ લઈ, છાંટયું પછી મૂખ મંડલે;
શાન્તિ વળી જાગૃત થઇ, નેત્રો ઉઘાડયાં તે સમે.
યોગી વદ્યા ઓ બાલીકા, ગભરાતી ના હાવે જરા;
ચંડાળ નાસી છુટીયો, શીરની ઢળી છે સૌ પરા. ૨૩૧

મુજને હરિએ મોકલ્યો, બીક રાખ ના બેટા હવે;
તુજ વાળ વાંકો થાયના, શા માટ તું ફોગટ રૂવે.
આશ્વાસના વચનો વદી, સંતોષી કુન્દનને બહુ;
કુન્દન ઉઠી ચરણે નમી, મુની વર્ય હું શરણું ચહું. ૨૩૨

બાળા બચાવી બાપલા, યમદૂતથી છોડાવી છે;
હું દુખિણી નિરભાગીણી, ભુંડું અરેરે ભાવી છે.
એ દુષ્ટ આવી મુજને, નિશ્ચે મનુવીર મારશે;
આ સ્થાનમાં રે'વાયના, દુઃખ મેરૂ પાછો જામશે. ૨૩૩

ઓ આવીયો બચાવજો, ઝાલી મને દોડી જશે,
રે રે હરિ હું અનાથ છું, કેવી ગતિ મારી થશે.
મુનીવર્ય ત્યાં વિચારીને, કર ફેરવ્યો શીર ઉપરે;
લે ઉઠ બેટા હામ ધર, શું પાપી આવીને કરે. ૨૩૪

ગભરાતી ના શરમાતી ના, લે ચાલ મારા આશ્રમે;
પાળીશ પુત્રી પ્રેમથી, છે શિષ્ય ગણ તુજને ગમે.
વનફળ સુખે ખાજે તહિં, પય પાન કરજે દીકરી,
છે રમ્ય આશ્રમ મન ગમે, કિલ્મીષ ના ધરતી જરી. ૨૩૫

મુની આશ્રમે કુન્દન ગઇ, શુદ્ધ ભાવ અંતર રાખતી;
ફૂલ પુષ્પ વીણી લાવતી, આનંદમાં દી ગાળતી,
એ વાત અહીયાંથી રહી, દુર્ગેશ ઘેર સધાવીયે;
જગ પંખીડાંની શી સ્થિતી, ઘટના વીધિની ભાળીયે. ૨૩૬

પ્ર–માદ ઘર અગ્નિ થયો, સર્વસ્વ પ્રજળી જાય છે;
ઓ દોડજો કો આવજો, ભાવી દશા પ્રલટાય છે.
બ–ચાવજો દોડો અરે, આ જ્વાળ જો ફેલાય છે;
પાણી નથી પાણી નથી, બુમાટ એ સંભળાય છે. ૨૩૭

હીંમત ધરી કો યુવકે, અગ્નિ વીષે ઝંપલાવીયું;
થોડું ઘણુંક બચાવીયું, જે જે પછી હાથે ચઢયું.
પ્રચંડ અગ્નિ પ્રજવળ્યો, દુર્ગેશ આંશુ પાડતી;
રે રે હરિ હા હું બળી, હૈયું ને છાતી કુટતી. ૨૩૮

ઓ બાપ ચાલ્યું ઘર બળી, મારી દશા માઠી થઇ;
સર્વસ્વ આ પ્રજળી જશે, બારી ઉગારણુ ના રહી.
સ્નેહિ સગાં મારો હવે, ના ભાવ આવી પુછશે;
નિર્ધન બની બેહાલ થઇ, વ્હાલાં બધાં વેરી થશે. ૨૩૯

શિર કુટતી હૈયા શુની, જરી ભાન દેહનું છે નહિ;
ગાંડી અને ઘેલી બની, દુઃખ સાગરે ડુબી રહિ.
દુર્ગેશ રડતી સાંભળી, આવ્યો યુવક તેની કને;
સંતોષતો ધીર આપતો, શાન્તિ દીયે દુર્ગેશને. ૨૪૦

રડશો નહિ રડશો નહિ, કલ્પાન્ત કરતાં શું વળે;
નિજ કર્મના સંયોગથી, સુખ દુઃખ માનવને મળે.
શંકટ શીરે તુટી પડે, પણ ધૈર્યતા તજવી નહી;
હારી જશો ના આ શમે, હિંમત ધરો મનમાં સહી. ૨૪૧

યુવક તણા ઉપદેશથી, દુર્ગેશને શાન્તિ વળી;
રડતી હતી છાની રહી, થયું ભસ્મીભૂત ઘર સૌ બળી.
રે રે અભાગી એકલી, આશ્રય નથી મારે હવે;
શી રીતથી દીવસો જશે, દુઃખના ભરેલા આ ભવે. ૨૪૨

દીનમાન પલટયો માહ્યરો, મુજ ભાગ્ય ધુળધાણી થયું;
કાળાં કરમની પાપણી, ના ઠામ ઠરવાનું રહ્યું.
મુજ દાદને સ્વીકારજો, સંભાળજો કુલવાન છો;
દરીયાવ દીલના છો તમે, શાણા અને વિદ્વાન છો. ૨૪૩

મુજ ધર્મના બાન્ધવ તમે, દીન દાસીના પ્રતિપાલ છો;
જન્મોજનમની રૂણી છું, નિશ્ચે ધીરજની ઢાલ છો.
આશ્રય તમારો માગું છું, દીવસો વિતાવા સુખમાં;
કરૂં પાદ સેવા આપની, નાંખીશ ના ઉપાધીમાં. ૨૪૪

યુવક શુણી બોલ્યો તદા, વિપરીત કેમ વદાય છે;
આશ્રય તમોને આપતાં, પુરી ફજેતી થાય છે.
શુદ્ધ પ્રેમના યોગી અમે, વિષયી તમે સંસારના;
સંસર્ગથી દુઃખ નીપજે, અધીકારી થઇએ નર્કના. ૨૪૫

દુર્ગેશ વળતી ઉચરી, મૂખ વેણ આમ વદાય ના;
આજ્ઞાનુ ધારી માનજો, મુજને તજીજ જવાય ના.
જો ત્યાગ કરશો માહુચરો, મુજને તજી ચાલ્યા જશો;
મમ પ્રાણ કાઢું દેહથી, સ્ત્રી ઘાતકી પોતે થશો. ૨૪૬

કરૂં આત્મહત્યા આપ પર, જીવ કાઢશું ફાંસો ખઇ;
થઇ પાપના ભાગી તમે, રે નર્કમાં જાશો સહી.
સુર્યોદયે ઝટ સંચર્યો, દુર્ગેશને સાથે લઇ;
પ્ર-યાણ કીધું પંથમાં, પણ પંથી પિછાન્યો નહી. ૨૪૭

જંગલ ભયાનક દીસતું, વટ વૃક્ષ છાયે આવીયાં;
એકમેકના સામું જુવે, દિલ શાન્તિમાં વિરામીયાં.
દુર્ગેશ કે' ઓહો યુવક, આ વેશ શો યોગી તણો;
પુષ્પક છતાં યોગી થયો, આભાર છે બેહદ ઘણો. ૨૪૮

શિતળ પવન સોહામણો, વન ઝાડીમાંથી આવતો;
શ્રમ માર્ગનો નિવારવા, મુસાફરોને ભાવતો.
આરામ લેવા તે સમે, વિચાર પુષ્પક મન કરે;
દુર્ગેશ બેઠી એકલી, નિંદ્રા વિષે સુતો અરે. ૨૪૯

પુષ્પક તણા મૂખ મંડલે, રવિરાયના કિરણો પડયાં;
મૂખ ચંદ્રની પ્રતિભા પડી, પરિશ્વેદના બિન્દુ વળ્યાં.
શુચિ બ્રહ્મચર્ય પ્રભાવથી, ઓજસ અનેરૂં છાજતું;
રતિકાન્ત સમ મનહર પ્રભા, નીહાળતાં મન વશ થતું. ૨૫૦

ભર યૌવને પુષ્પક હતો, દુર્ગેશ મોહાવશ થઈ;
વિષયાન્ધતાથી પુષ્પને, આલીંગવા પાસે ગઈ.
મૃદુ હાથ પુષ્પક મૂખ ઉપર, મુકતાં અરે જાગી ઉઠયો;
દુર્ગેશ કૃત્ય નિહાળીને, અંતર વીષે પુષ્પક રૂઠયો. ૨૫૧

ઓ ભારહીની ભામની, વિચાર કર કંઈ કૃત્યનો;
ચક્ષુ છતાં કુવે પડે, તું રાખ ભય મન મૃત્યુનો.
વિષયાન્ધ થાતાં ના ડરે, પ્રીતિ કરે પર યારની;
દુઃખ પામશે સુખ વામશે, કિંમત થશેજ બદામની. ૨૫૨

પર પુરુષની પ્રિતી કરે, કોઈએ નથી સુખ ભોગવ્યું;
,, જીવન અરે એળે ગયું.
,, નથી લ્હાણુ કોઈએ મેળવ્યું;
,, સ્વર્ગે નથી કો સંચર્યું. ૨૫૩

પર પુરુષની પ્રિતી કરે, જીવન કલંકિત થાય છે;
,, દોઝક વીષે ઝકડાય છે.
,, નિંદા જગતમાં થાય છે;
,, રે ભ્રષ્ટ દેહ ગણાય છે. ૨૫૪

,, દુઃખ સાગરે રીબાય છે;
,, નિજ કુલ પણ નીંદાય છે.
આવું છતાં એ સુન્દરી, આસક્તિ તું શાને ધરે;
વિચારી જોને અંતરે, મોહ કૂપમાં કયાં ઉતરે. ૨૫૫

મુજ દેહમાં શો મોહ છે, શી વસ્તુમાં મોહી પડી;
આ રક્ત-મજ્જા માંસથી, રૂધીરા સ્થિથી કાયા ઘડી.
દુર્ગંધની છે વાટિકા, આ શ્વેત ચર્મે જો મઢી;
મળ મૂત્રનો ભંડાર છે, તોયે તને નજરે ચઢી. ૨૫૬

ગત જન્મના પ્ર-ભાવથી, આ દેહ માનવનો મળ્યો;
તું ધર્મ સાધી લે પ્રથમ, નહિતર વૃથા ફેરો પડયો.
જુવાની છે દીન ચારની, શૈશવ[1] સમય છટકી ગયો;
વૃદ્ધા વિમાપણુ આવશે, નૃ દેહ ફોગટ કયાં ધર્યો. ૨૫૭

---

૧ બાળ અવસ્થા.

પશુ પક્ષીથી હીણુ માનવી, વિષયાન્ધમાં કુટે મરે;
એળે ગુમાવે આયુને, સદ્‌.પંથમાં ના વિચરે.
ઉપદેશ પુષ્પકનો શુણી, શરમાણી નીચું ભાળીને;
પુષ્પક તણા ચરણે નમી, શુદ્ધ ભાવ અંતર રાખીને. ૨૫૮

છો ધર્મના જ્ઞાતા તમે, અપરાધ માફ કરો હવે;
કઇ કાળની અજ્ઞાનતા, થઇ નષ્ટ મારે આ ભવે.
મુજ કર્મના સહુ પાપનો, પરિતાપ અંતર થાય છે;
મન વાણીને કરમે કરેલા, પાપ પણ સમજાય છે. ૨૫૯

મુજ શોકય કેરી દીકરી, ગુણવાન ને શાણી હતી;
શિતમ ગુજાર્યો તે પરે, મ્હેં ભોગવી સત્તા અતી.
મુજ સ્વાર્થ ખોટો સાધવા, મમ બન્ધુને પરણાવવા;
પાપી હૃદયની હું બની, બેઠી પતિ ભરમાવવા. ૨૬૦

કુડાં કલંકો મ્હેં ધર્યાં, સરિતા વિષે જઇને પડી;
રે રે બિચારી કયાં હશે, એ જીવતી કંઈ નીકળી.
મુજ સ્વામી પણ કોડામણા, સૌ આશ પુરે મારી;
વૈભવ મણાવે અવનવા, તોયે ન પાપી હું ડરી. ૨૬૧

વિશ્વાસ મુજપર રાખતા, તોયે હું કાતું મેલતી;
હિણ ભાગીણી સ્વામી તજી, પર યારમાં રમતી હતી.
વિષ પાન દઈને મારવા, સંકેત કીધો મ્હેં અરે;
સ્વામી તજી વન સંચર્યા, હું એકલી રહી આખરે. ૨૬૨

કાળાં કરમ કરનારની, દાંડી જગે પીટાય છે;
દોઝક પડે મુવા પછી, આ લોકમાં નીંદાય છે.
પુષ્પક ભલા તેં આ સમે, ઉપદેશ સાચો આપીયો;
દુર્વૃત્તિઓ વીરમી ગઈ, ઉપકાર સાચો ત્હેં કર્યો. ૨૬૩

એ વાત કરતાં કાળ ખુટયો, સૂર્ય નભ મંડળ ચઢયો;
મધ્યાન્હની વેળા થઈ, પુષ્પક તૃષાતુર પણ થયો.
દુર્ગેશને બેસાડીને, જલ શોધવાને સંચર્યો;
જલ સ્થાન પત્તો ના મળ્યો, તરૂવર ગીરિવર બહુ ફર્યો. ૨૬૪

દુર્ગેશ રાહ જોયા કરે, બેસે ઉઠે નજરો કરે.
ચોપાસ માનવ ના મળે, હૈયા થકી હિંમત હરે;
વટ વૃક્ષની છાયા નીચે, દુર્ગેશ નંદિની એકલી;
શુભ વાટ પુષ્પકની જુવે, ચિંતા કંઇ ઉરમાં વધી. ૨૬૫

ઘડી બે ઘડી દીવસ રહ્યો, સંધ્યા સમય હમણાં થશે;
હું એકલી શી રીત રહું, કુણ સાહ્ય મ્હારી આવશે.
નિશા કદાપી જો થશે, મુજથી અહિં રે'વાય ના;
જંગલ ભયાનક કારમું, અહીંથી કદી જા'વાય ના. ૨૬૬

એવે શુણ્યો કંઇ શબ્દ કર્ણે, શ્રી હરિ શ્રીવર હરિ;
એક સાધુજન આવી ચઢયો, કરમાં ધરી'તી તુંબડી.
સનમૂખ આવીને ઉભો, દુર્ગેશ પણ સામું જુવે;
એક મેકની દ્રષ્ટી થઇ, સંદેહ મનના સહુ ખુવે. ૨૬૭

વ્હાલા તમે કયાંથી અહિં, દુર્ગેશ મૂખથી ઉચરી;
ઉભી થઇ પાયે પડી, અનુગૃહ કરો છું કિંકરી.
પ્રમાદ કે' ઓ પાપણી, તું છે હજુ શું જીવતી;
તુજ મૂખ જોવા ના ચહું જા...દૂર કુલટા દુર્મતિ. ૨૬૮

વ્યભિચારણી ચંડાલની, ઓ નિચ કુલની કામની;
સ્વચ્છંદ.ચારણી તું બની, રાખી નજર હ-રામની.
નિર્દોષ મારી પુત્રી ને, ભુંડી ઝબે કરનાર તું;
જા. દૂર થા. જા દૂર થા, વિશ્વાસ ના કરનાર હું. ૨૬૯

સ્વામી વચનને સાંભળી, ગદ ગદ સ્વરે વામા વદી;
ઓ નાથ માફ કરો મ્હને, દુઃખની થઇ પરમાવધી.
મ્હારા સ્વમી નિષ્ઠુરનો, ના વાસ સ્વર્ગે શોભશે;
મ્હારા સમી હત્યારીનો, પ્રાણાન્ત ના સુખે જશે. ૨૭૦

મ્હારા સમી ચાંડાલીનો, નરકે સદા વાસો થશે;
મ્હારા સમી હિણભાગીની, પ્રભુ પદ થકી આઘી જશે.
જુવાનીના મદ મોહમાં, સ્વચ્છંદ થઇ ફરતી ફરી;
ગૌરવ ગુમાવ્યું કૂલનું. સ્વામી વચનને પરહરી. ૨૭૧

દુનિયા તણા દેદારમાં, હું પાપણી હા-નિવડી;
કુલને કલંકિત મ્હેં કર્યું, હાથે કરી કુવે પડી.
પ્રાણેશ પાય પડું હવે, સ્વિકારજો મુજ વિનતી;
આ રાંકડી સામું જુવો, દરીયાવ છો દીલ મા'મતી. ૨૭૨

મુજ પાપના પરિતાપથી, ના પા. ઘડી ચિતડુ ઠરે;
પરિ ના કરો પ્રમદા પતિત, પાવક પતિ પ્રજલ્યા કરે.
પરવારી પુન્ય પવિત્ર હા, પરનર પ્રતિ પ્રિતી ધરે;
પિયુષ પતિનું પરહરિ, પાખંડી થઇ ભવસાગરે. ૨૭૩

ક્રુર કર્મની કરવાળ કરમાં, કારમી કળથી ધરી;
કૃતાંત સરખાં કૃત્ય કરતાં, લેશ ના મનથી ડરી.
તે પાપનો બદલો મળ્યો, ગ્રહ અગ્નિથી સળગી ગયું,
ખાવા પીવાનું ના રહ્યું, વેરાનમાં ફરવું પડયું. ૨૭૪

જે કૃત્ય માનવ આદરે, તેવાં ફળો મળનાર છે;
સુખ દુઃખ છે સ્વ. હાથમાં, જો નાર સરજહાર છે.
અપરાધના જોશો પ્રિયું, હું ચરણ રજની દાસી છું:
સંગે મને સુખે લીયો, શુદ્ધ પ્રેમની હું પ્યાસી છું. ૨૭૫

દુર્ગેશ વચનો શુણી, પ્ર-માદ સ્નેહાદ્રિત થયો;
વનિતા બનાવી સાધવી, ને સંગમાં લેઇ ગયો.
યાત્રા ગયો સંસારની, ઉપાધીથી છુટો થયો;
કાશી મથુરામાં ગયો, કેદારમાં કુટે રહયો. ૨૭૬

વાંચક વિચારી લે હવે, કુદરત તણી ઘટના જુવો;
જગ પંખીડાં કેવાં ભમે, જોઇ તમે મદને ખુવો.
ધાર્યું પ્રભુનું થાય છે, મમતા મનુષ્યો આદરે;
છે વિશ્વ નાટક અવનવું, રચનાર પણ જોયા કરે ૨૭૭

પ્ર–માદને દુર્ગેશ બે, સાધુ થઇને સંચરે;
મુની આશ્રમે કુન્દન અરે, સુખ દુઃખને વેઠયા કરે.
પુષ્પક બિચારો એકલો, વનમાં ગયો જળ શોધવા;
પંખી સહુ છુટાં પડયાં, વાહ્ ખેલ કુદરતના નવા. ૨૭૮

વાંચક અહી વિરામી જા, કુન્દન તણું શું થાય છે;
ફળ ફુલ લાવી ખાય છે, મુની આશ્રમે મુંઝાય છે.
મધ્યાન્હની વેળા થઇ, બે પંથિકો આવી ચઢયા;
પાણી મુખેથી માગતા, જાણે તૃષાતુર બહુ થયા. ૨૭૯

મુનિવર્ય આશ્રમમાં નથી, કુન્દન બિચારી એકલી;
પથિકો તણો સ્વર સાંભળી, આશ્રમ થકી ઝટ નીકળી.
નયને નિહાળ્યો તે સમે, દુર્ગેશ મનહર યારને;
દુર્મદ દીઠો સંગે વળી, નિચ કૃત્યનો કરનાર જે. ૨૮૦

પાછી ફરી ઉભી રહી, વિચાર અંતર બહુ કરે;
મુનીનાથ છે નહિ આશ્રમે, કેવી દશા થાશે અરે.
કૃતાંત સરખા કારમા, યમદૂતના બે બાંધવા;
હરણી હરાશે આ હરિ, ઉપાય ના છટકી જવા. ૨૮૧

દુર્મદ અને મનહર પછી, ચોપાસ નજરે ભાળતા;
નવ માનવી આશ્રમ મહિ, આનંદ મનમાં લાવતા.
દુર્મદ તદા પાસે ગયો, કુન્દન તણા કરને ગૃહ્યો;
બોલ્યો વચન ધીમે રહી, સમજાવવા ઉભો રહ્યો. ૨૮૨

ઘેલી અરે તું ક્યાં થઇ, શાને હવે શરમાય છે;
તારા વિના તુજ તાતજી, દુઃખ ડુંગરે અથડાય છે.
દુર્ગેશ તારી માવડી, તારા વિના મુંઝાય છે;
સ્નેહિ સગાં સંભાળીને, નિત અશ્રુથી ભીંજાય છે. ૨૮૩

માટે સલુણી ચાલને, તુંથી અહિં રે'વાયના;
કુસુમ કળી સમ કાયથી, વન દુઃખડા સે'વાયના.
હું વૃદ્ધ સ્વામી છોડીને, છબીલી જરી છટકાયના;
સ્નેહ ઝુલણે ઝુલાવતાં, કુલ યોષિતા શરમાયના. ૨૮૪

માટે તું માનુની ચાલને, અહિં વાર કરવાની નથી;
ગિરી ગવ્હરે શોધી વળ્યા, નદી તીરને જંગલ મથી.
દેશે વિદેશે સંચર્યા, તુજ શોધમાં ભટકયા કર્યા;
તુજ ભાળ લાગી આશ્રમે, તેથી અમે પાછા ફર્યા. ૨૮૫

મનહર વદ્યો ધીરે રહી, મલકાવતો મૂખ સ્મિતથી;
એ વાત એની સત્ય છે, સંદેહ પણ એમાં નથી.
કુન્દન વદી ક્રોધે થઈ, વિચારી ને મૂખ બોલજો;
નથી કામ મારે તાતનું, કે માતનું દૂરે થજો. ૨૮૬

પરવા નથી પરિવારની, આશા નથી સ્નેહિ તણી;
સંસારના વૈભવ મને, શુળી સમી લાગે અણી.
નથી આવવું ઘર માહરે, મુનિ આશ્રમે દીન નિર્ગમું;
નથી આશ મારે કોઇની, કલ્યાણના પંથ રમું. ૨૮૭

દુર્મદ કહે આવ્યા વિના, નવ છુટકો તારો થશે;
અજ્ઞાન તારૂં મુકી દે, ના યોગણી રૂપ છાજશે.
કુંકુંમ તણા ચંદ્રક વિના, ભૃકુટી ભલી નહિ શોભશે;
કર કંકણો ખખડ્યા વિના, કુશના વલયના ઓપશે. ૨૮૮

મૌક્તિ માળ ધર્યા વિના, રૂદ્રાક્ષ શું શોભાવશે;
પરિધાન અંબરના વિના, વલકલ વપુ કયમ ફાવશે.
ઝાંઝર તણા ઝણકાર વીણ, પગ વિછુવા વગડાવશે;
અભ્યંગ સ્નાન કર્યા વિના, શું ભસ્મ અંગ ચઢાવશે. ૨૮૯

પર્યંક રત્ન જડીત વિણ, મૃગચર્મ મન કયમ ભાવશે;
મ્હાલય વિષે મા'લ્યા વિના, નવ પર્ણકૂ–ટી રૂચશે.
આવું શુણી કુન્દન વદી, દુર્મદ ન ઝાઝું બોલશો;
પરિત્યાગ આશ્રમનો કરો, નહિ સાર એમાં પામશો. ૨૯૦

એવું કહી અંદર ગઈ, કુદી પડ્યા બે કુતરા;
મૃગલી તણું કાંડું ગ્રહી, વરસાવીયા દુઃખના ઝરા.
આક્રન્દ કરતી બાલીકા, ચોધાર આંશું પાડતી;
બેભાનને બે બાકળી, હૈયા શુની પોતે થતી ૨૯૧

પંથે પડ્યા નવ કો'મલ્યા, રસ્તે જરાયે નવ ડર્યાં;
અ–જા શીશુ વ્યાઘ્રે ગૃહ્યું, રાક્ષસ હતા બન્ને નર્યાં.
ગિરીકંદરો ઉતરી ગયા, જળ ના ઝરાય તરી ગયા;
નદીના તટેથી ના ડર્યાં, ધીરે ઝાડીને રસ્તે વળ્યા. ૨૯૨

વન એક નિર્જન આવીયું, ધરી ધૈર્યતા ઉભા રહયા;
માનવ મળે ના તે સ્થળે, વિચાર ના વમળે ચઢ્યા.
કુન્દન તણા સૌન્દર્યથી, મનહર તણું મન હારીયું;
મોહ વશ થયો મુગ્ધાક્ષી પર, રતિ રંગમાં ચિત્ત પ્રેરવ્યું. ૨૯૩

પણ પાસ દુર્મતિશય છે, તેથી મને રૂચે નહિ;
યુક્તિ પ્રયુક્તિ આદરી, મુજ સ્વાર્થને સાધુ અહિં.
જલ પાનને બ્હાને કરી, એને લઉં કુવા કને;
પછી ઉચકી ફેંકી દઉં, પુછનાર છે ના કો' મ્હને. ૨૯૪

જ્યમ ત્યમ કરી સમજાવીને, રતિ રંગ સુખડાં ભોગવું;
કુસૂમ કળી મારી થશે, મા-લીક પૂરો હું બનું.
મનહર કહે ઓ દુર્મતિ, લે ચાલ કુવા પાસ તું;
જલપાન કરવા કારણે, બેસાડી એને આવ તું. ૨૯૫

બાળા બિચારી એકલી, સમી વૃક્ષ નીચે બેઠી છે;
બન્ને જણા સાથે ગયા, ચિન્તા ઉરે કંઈ પેઠી છે.
કુવે ચઢયો છે દુર્મતિ, પુંઠે ઉભો મનહર અરે;
પછી લાગ સાધી નાંખીયો, પંચત્વમાં ભેળો ભળે. ૨૯૬

કુડી કમાણી વ્હોરીને, આનંદ ભર પાછો ફર્યો;
સ્મિત હાસ્યથી લલચાવતો, કુન્દન કને ઉભો રહ્યો.
ભયભીત બાળા ત્યાં થઈ, ક્રુર કૃત્ય કાતિલ જોઈને;
થરથર વપુ એ ધ્રુજતી, હિંમત હૃદયની ખોઈને. ૨૯૭

મનહર કહે ગભરાતી ના, એક પાપ પણ ઓછું થયું;
આનંદ કરશું ચેનથી, નડતર જરાયે ના રહ્યું.
સુખના હિંચોળો હિંચશું, એકમેકના સંગી થઇ;
વાસો વસીશું વ્હાલથી, ઉણપ જરાયે ના રહી. ૨૯૮

લે-આવ મુગ્ધા સ્નેહથી, પ્રેમાંગના ઓ ફાંકડી;
દીલદાર તું દીલજાન તું, મ્હારી ગુલાબી પાંખડી.
શરમાય છે શાને હવે, ઘેલી ન થાતું સુન્દરી;
અ-નંગ આગ બુઝાવીને, કર કોમલે ભેટી જરી. ૨૯૯

તુજ રૂપ પર આશક્ત છું, તન મન ઓવારૂં તારૂણી;
સર્વસ્વ મારૂં તુજ છે, સામે ઉભો તારો રૂણી.
ગજ ગામિની મૃગલોચની, ચિત ચોરણી મદ ભામની;
ગોરા ગુલાબી ગાલ પર, મધુકર બન્યો હું કામની. ૩૦૦

રસવેલડી અલબેલડી, લે આવ મુગ્ધા પાસ તું;
તુજ રૂપ પિંજરમાં પડયો, દેહ;ભાન પણ વિસરી જતું.
જીવાડજે કે મારજે, બીજી દશા ના સુજતી;
ભોગી ભ્રમર ભરમાવીને, જોજે અલી છટકી જતી. ૩૦૧

મુજ નેત્રમાં પણ તુંજ છે, મુજ હૃદયમાં પણ તુંજ છે;
આ દેહ તારો તારૂણી, સર્વસ્વ મારૂં તુંજ છે.
એવું વદી તત્પર થયો, આલીંગવા પાસે જઇ;
ઓ દુષ્ટ પાપી દૂર રહે, કુન્દન કુદી ઉભી થઇ. ૩૦૨

મણીધર મૂખે કર મેલતાં, વિચાર કામી કુતરા;
વિષયાન્ધથી જીવડો જશે, તુજ દેહ આ થાશે ફના.
પર યોષિતાની યારીમાં, પા-તંગ રંગ ઉડી જશે;
બદલામ પામી આખરે, યમદૂતને આધીન થશે. ૩૦૩

છે અગ્નિની જ્વાળા સમી, પરનારની પ્રિતી અરે;
રતિ વાસનાની લ્હેરમાં, અ-નિષ્ટતાથી કાં' મરે.
જનકાત્મજાને કારણે, રાવણ રણે રોળાઇ ગયો;
લંકા બધી ઉજ્જડ થઇ, ફીટકાર દુનિયાનો થયો. ૩૦૧

સમજ્યો ન દુર્યોધન જરી, કુરૂક્ષેત્રમાં કુટે મર્યો;
દ્રુપદ સુતાને કારણે, કાળે મૂખે ચાલ્યો ગયો.
અહલ્યાતણું રૂપ જોઇને, મઘવાપતિ મોહી પડયો;
કાળું કરમ કરવા જતાં, ગૌતમ તણો શ્રાપી થયો. ૩૦

ગુરૂ પત્નિ પર રજનીપતિ, આશક્ત થઇ દોડી મુવો;
શાશ્વત છતાં નભમંડલે, કાળું કલંક ધરી રહયો.
સુગ્રીવની શુદ્ધ પ્રેમદા, તારા કને વાલી ગયો;
રઘુનાથના બાણે કરી, પંચત્વમાં ભેગો ભળ્યો. ૩૦૬

પરનારીના સંસર્ગમાં, અન્તે ફજેતી થાય છે;
પરદાર લંપટને કદી, જગનાથ ના દેખાય છે.
કુન્દન તણી વાણી સુણી, મનહર મૂખેથી ઉચર્યો;
ઓ માનુની એ દાખલાનો, કાળ પણ ચાલ્યો ગયો. ૩૦૭

આ તો કળીયુગ છે અહી, એ વાત છે સત્ યુગની;
પોથાં બધાં થોથાં દીસે, ગપ્પાં પુરાણ પિછાનની.
ઉપદેશ તારો વ્યર્થ છે, સ્વિકાર મારી માંગણી;
છુટકો થશે ના તારૂણી, વિર્હાગ્નિ વ્યાપી છે ઘણી. ૩૦૮

નિર્જન વને તું એકલી, શી રીત છટકી ને જશે;
બળજોરીથી લજ્જા જશે, પુરી ફજેતી પામશે.
ક્રોધે ભરાણો રીષથી, કુન્દન કને દોડી ગયો;
પટકીને નીચે નાંખીને, મૂખ ડાબી ને ઉભો રહયો. ૩૦૯

કિકીયારી બાળાએ કરી, ધાજો અરે ધાજો અરે;
નિચ ઘાતકી ક્રુર ખાટકી, મુજ જીવની હત્યા કરે;
આવો બચાવો ગાવડી, જાલિમ તણા પંજા થકી;
છું પાંખ વીણુ હું પંખીણિ, રહેશે નહિ જીવડો નકી. ૩૧૦

કોઈ આવજો કોઇ આવજો, છોડાવજો કરૂણા કરી;
નર વ્યાઘ્ર કરમાં હંસણી, આવી પડી છે ઓ હરિ.
એ આર્ત સ્વર શુણી અરે, કૃતાંત સરખો આદમી;
દોડીને માર્યું તીર જ્યાં, મનહર પડયો ભૂમી ઢળી. ૩૧૧

ઘા કારી વાગ્યો શીરમાં, ત્યાં રક્ત ઝાઝું નીકળ્યું;
પરલોક મનહર ચાલીયો, કુન્દન તણું હૈયું ડર્યું.
કૃતાંત કાળો સાહી શો, હસ્તે મુખે આવ્યો કને;
કર ફેરવે મુછ થોભીએ, કયમ સુન્દરી ઓળખ્યો મને. ૩૧૨

જોતાં બિચારી બાળીકા, થરથર અરે ધ્રજી ઉઠી;
એક દુઃખથી મુક્તિ થતાં, દુઃખ વાદળી બીજી તુટી.
ઓ બાપ...ઢીમર છે અરે, હાલત હવે બુરી થશે;
લાજ જશે જીવડો જશે, રે' કોણ આવી બચાવશે. ૩૧૩

કર જોડીને ઢીમર પ્રતિ, કુન્દન કલીકા ઉચરી;
આપે ઉગારી આવીને, ઉપકાર ના ભુલું જરી.
દુઃખ દોહ્યલાં હું વેઠીને, હારી ગઇ છું આ સમે;
મુજ પર કૃપા કરીને જરા, મુકી જાવને મુનિ આશ્રમે. ૩૧૪

ઢીંમર કહે—વાહ ઠીક છે, તદબીર ત્હારી સુન્દરી;
દુ.ખ વેઠીને અહિં આવીયો, હાવે ન જાવા દઉં જરી.
લે ચાલ મારે ઝુંપડે, જમજે તું રાબને રોટલી;
મન મોજ ખાસ ઉડાવશું, રંગત રમીશું વા' ભલી. ૩૧૫

રે હાર નવલા પ્હેરજે, ગુંજા તણા રળીયામણા;
છે કાંબી અણુવટ વિછુવા, રણકાર વાગે જે ઘણા.
ઓઢણુ ઓરાડું અવનવા, છે ઘાઘરે ઝાલર ભરી;
છે નાવડી નવ લાખની, રમશું ભલી નદીમાં ફરી. ૩૧૬

મહુડી તણો તો પાર ના, તાડી મઝેની ચાખજે;
છું સાહ્યબીમાં સાહ્યબો, જે જોઇએ તે માંગજે.
લે ચાલ આગળ થા હવે, તલસાવના ગુણસુન્દરી;
દાં'ડા જશે જો આથમી, તો આપદા આવે ઘણી. ૩૧૭

ક્રુર વેણુ ઢીંમરના શુણી, કુન્દન વદી ધીમે રહી;
એ સાહ્યબી શા કામની, જ્યાં પ્રેમની ઝાંખી નહિ.
અંગાર ઉઠે અંગમાં, હું આવનારી ઘર નથી;
મુજ જાન લે-કાતા થકી, તોગે અરે બ્હીતી નથી. ૩૧૮

મૃત્યુ મૂખે તૈયાર છું, શીર પર ભલે ખંજર ધરે:
તુજ આશ પુરી ના થશે, યુકિત હજારો આદરે.
લે એમ કે'તાં દોડીયો, ઝડપીને ઝાલી બાથમાં,
કિકીયારી બાળાએ કરી, પડતાં કસૈના હાથમાં ૩૧૯

એવે યુવક એક આવીયો, બૂમ પાડીને મૂખ બોલીયો;
ઉભો રહે ઓ નિચ તું, તુજ કાળ આજે ખુટિયો.
એ સાંભળી ઢીંમર તદા, કુન્દન તજી નાશી ગયો;
બે ભાન થઇ બાળા પડી, જીવ ચોકડે પણ ના રહ્યો. ૩૨૦

કુન્દન કને આવી ઉભો, શુભ સ્વાંગ સાધુનો હતો;
ભય ગ્રસ્ત બાળા જોઈને, ચિત વ્યગ્રતાથી બાળતો.
બેસી નીચે કર ફેરવ્યો, જળ છાંટીયું મૂખ મંડળે;
કર પલ્લવે વા ઢાળતો, જેથી કરી શાન્તિ વળે. ૩૨૧

થોડો સમય વિતી જતાં, નેત્રો વિકાસીત જ્યાં થયાં;
એકમેકના સામું જુવે, સંદેહના સમણાં સહ્યાં.
ધીમે રહી કુન્દન ઉઠી, નિજ વસ્ત્રને સંભાળીને,
પુષ્પક બરાબર ઓળખ્યો, તન વાટીકાના માળીને. ૩૨૨

વા' વ્હાલીડા બેહદ્દ કરી, હાસી ઉગારી દુઃખણી;
કયાંથી અચાનક આવીયા, મુજ પર કૃપા કિધી ઘણી.
આભાર ના ભૂલાય એ, વિપદ વિદારણ નરમણી;
હોહુલ સમે બેલી થયા, છું કિંકરી પદ રજ તણી. ૩૨૩

પુષ્પક કહે ઓ સુન્દરી, ઉપકાર એ કહેવાય ના;
પ્રેમી વિપતના પિંજરે, પુરાય તે પેખાય ના.
જ્યાં સિંહની દૃષ્ટિ પડે, શીયાળથી રે'વાય ના;
શુરવીરના શીકારને, કદી અન્યથા લેવાય ના. ૩૨૪

તુજ કારણે ઓ તારૂણી, મુજને પ્રભુએ મોકલ્યો;
ગિરીવર ચઢયો વનમાં ભમ્યો, દુઃખ વેઠતો રહી એકલો.
યાત્રા કરી હરીહર સ્મરિ, ધરણી ફરી પાછો ફર્યો;
તુજ ભાળના મળતાં અરે, ઓ પ્રેમદા દુઃખિયો થયો. ૩૨૫

સ્વગ્રામ પ્રત્યે હું ગયો, નિરાશ થઈને આખરે;
વાટે જતાં ખબરો મળી, પ્ર–માદનું ઘર તો બળે.
હું દોડીને જોવા ગયો, ગૃહ અગ્નિથી સળગી ગયું;
દુર્ગેશ જીવતી નીકળી, સૌ ધૂળધાણી તો થયું. ૩૨૬

કૃત કર્મની શિક્ષા મળે, ઇશ્વર તણા દરબારથી;
સુખ દુઃખ નિજ કૃત્યે મળે, ટાળ્યું ટળે ના યત્નથી.
દુર્ગેશની શી ગત હશે, તે જાણનારો શ્રી હરિ;
તુજ કારણે ભગવાં ધરી, ફરતો ફર્યો હું સુન્દરી ૩૨૭

ગત જન્મના પ્ર–ભાવથી, આપણ અરે ભેગાં થયાં;
વિધીયે લખ્યું લલાટમાં, ભોગવ્યા વિનાના ના રહ્યાં.
એમ વાત ચિતોમાં વને, બે પંખીડાં મશગૂલ થયાં;
એવે મુનિના બાળકો, આવી કને ઉભા રહ્યા. ૩૨૮

કૌપીન અંગે ધારીયું, છે ભસ્મ ભાલે તો ભરી;
રુદ્રાક્ષ માળા કંઠમાં, ક–મુંડલુ કરમાં ધરી.
હરિ ૐનો ઉચ્ચાર મુખમાં, વય વરસ છે શોળની;
પાદામ્બુ જે છે પાદુકા, દેખાય છે તાપસ મણી ૩૨૯

તાપસ તણાં વચનો શુણી, મુનિ આશ્રમે સરવે ગયાં;
કુન્દન નિહાળીને મુનિ, બહુ હર્ષ ઘેલા થઇ રહ્યાં.
હૃદયાન્તરે ચાંપી પછી, કર શીર ઉપર ફેરવ્યો;
અ-ભિષ્ટ વસ્તુ હાથમાં, આવ્યા સમો આનંદ થયો. ૩૩૪

વિતક બધું વરણી કહ્યું, દુઃખની બધી ગાથા કથી;
મુનિ સાંભળીને તે સમે, નેત્રો ભરાયાં જલ થકી.
દોહ્યલ દુઃખોને વેઠીને, જીવી શકી આ દીકરી;
ક્રુર પાપીના કરથી છૂટી, એ તો કૃપા છે શ્રી હરિ. ૩૩૫

સૌ સાથ પણ ગાથા શુણી, વિસ્મય ઘણા પામી ગયા;
બલિહારી છે વા' શ્રી હરિ, કેવા પ્રભુ વ્હારે ચઢયા.
મુનિવર મૂખેથી બોલીયા, કીરતારની કરૂણા બધી;
કેવી બચાવી બાળકી, દુઃખની અરે વહેતી નદી. ૩૩૬

જગપાળ સરજનહાર એ, નિજ ભકતને ઉગારતા;
તાતી કઢામાં તારીયો, જેને સુધન્વા દવ છતાં.
પ્રહ્લાદને કારણ પ્રભુએ, સ્થંભમાં વાસો કર્યો;
ગિરીરાજ કરમાં રાખીને, મઘવા તણા મદને હર્યો. ૩૩૭

કુન્દન નિહાળી રાનમાં, બૂમ પાડીને મુખ ઉચ્ચર્યા;
ઓ બેનડી તુજ શોધમાં, દિવસો અમારા બહુ ગયા.
ગિરી ગહ્‌વરો પણ ગોતીયાં, નદી ઘાટ ઓળંગી ગયા;
રાત્રી દીવસ ના જાણીયાં, ઘીટ જંગલો શોધી વળ્યા. ૩૩૦

લે-ચાલ બેની આશ્રમે, મુનિરાય રાહ્ જોતા હશે;
તુજને નિહાળી પ્રેમથી, એ હર્ષ ઘેલા થઈ જશે.
આ ભાઈને પણ સાથ લે, ના વાર કરને બેનડી;
મુનિ નાથને તુજ વિણુ તો, એક અબ્દ સમની છે ઘડી. ૩૩૧

કુન્દન કહે ઓ વીરલા, દિન માન મારો તો ફર્યો;
ગુરૂવર કૃપાથી આજ મારે, સુખનો શશી ઉગીયો.
આ પ્રેમ યોગી છે ભલા, દુઃખના વિદારણ હાર છે;
મુજ ચિત્તડાના ચોર એ, દિલના બહુ દરીયાવ છે. ૩૩૨

ક્રુર ઘાતકી કર પિંજરે, પૂ-રાણી મેના હું સમી;
આવી બચાવી એમણે, જોખમ ખરૂં શીર પર ખમી.
મુની બાગ કે'એ વાત સૌ, આશ્રમ વિષે કે'જે ખરી;
લે ચાલ વેલી વાર ના, કરતી અરે અહિંયા જરી. ૩૩૩

દ્રુપદાત્મજાને કારણે, ચીર પૂરતાં પણ ના ડર્યો;
ગજગ્રાહથી મુકાવવા, વારી નિવાસી એ થયો.
એવો હરિ કરુણા નિધી, દિન દાદને ઝટ સાંભળે;
વિપત વિષે વ્હારે વળી, દુઃખ પુંજનો પ્ર–લય કરે. ૩૩૮

ઉપકાર એ માની બધો, આનંદ સાગરમાં રહ્યા;
મુનિઆશ્રમે વાસો વસ્યાં, દિન પર દીનો ચાલ્યા ગયા.
એવે સમે વર્ષા ઋતુ, આવી રહી રળીયામણી:
નવ કંજની સાડી ધરી, ધરણી નવોઢા પણ બની. ૩૩૯

ફુલ પુલથી ફાલી રહી, પૃથ્વી પનોતી સુન્દરી;
નભ મંડળે પ–યોદની, રમતી હતી રસની ભરી.
ટહુકા કરી મયુરો ભલા, ઘન રાજને બોલાવતા;
જળના પિયાસુ ચાતકો, ઉંચે મૂખેથી ભાળતા. ૩૪૦

ઇશાનમાં કરતી હતી, ચપળા ઘણા ચમકારને;
ભૂમિ પરે તુટી પડે, ઘનરાજ મૂશળધારને.
ગોવત્સ મહિષી ભાવથી, તૃણાંકુરો ચરતાં હતાં;
નદીઓ રજો દર્શનભરી, વહેતી હતી વારી છતાં ૩૪૧

સોહામણી વર્ષા ઋતુ, નભ[1]માસ શુભ બે આવીયા;
પ્ર-યાગની યાત્રા જવા, મુનિરાય પણ રાજી થયા.
મુનિવર તદા મૂખથી વદયા, આ માસ બે શ્રાવણ ખરે;
શ્રી જાન્હવીના સ્નાન તો, ત્રીવિધના તાપો હરે. ૩૪૨

કાલે સવારે આપણે, પ્ર-યાણ કરવાનું થશે;
તત્પર થજો સાધન સજો, નહિ આવશે તેનું જશે.
એક માસ આપણ ગાળશું, શ્રી જાન્હવીના સ્નાનમાં;
પંચ્ કોશીમાં ફરશું તદા, વિશ્વેશ્વરાદી ધ્યાનમાં. ૩૪૩

છે તીર્થમાં શીરોમણી, પ્ર-યાગ મોક્ષ પ્રદાય છે;
જે સ્નાન શ્રદ્ધાથી કરે, અપ વર્ગમાં જન જાય છે.
માટે સહુ તૈયાર થઇ, કાલે સવારે નિકળો;
પુષ્પક તમે સાથે થજો, ના સાથ સારો વિસરો. ૩૪૪

પુષ્પક અને કુન્દન લઇ, મુનિરાય પણ પંથે પંડ્યા;
શિષ્યો બધા સગે થયા, આશ્રમ વિષે કો'ના રહયા.
વિશ દીન ગાળ્યા વાટમાં, કાશી પુરી પહોંચી, ગયા;
મણિ કર્ણિકાના ઘાટ પર, શ્રી જાન્હવી દર્શન થયાં. ૩૪૫

---

૧ બે શ્રાવણ માસ.

સૂર લોકની સરિતા શુચી, જળના તરંગ ઉછાળતી;
રસ મગ્ન થઈ વહેતી જતી, સાગર પતિને ભેટતી.
કો' કામની શીર બેડલું, વારી ભરીને ચાલતી;
કોં' સુન્દરી વસ્ત્રો ધુવે, કો' સ્નાનમાં રાજી થતી ૩૪૬

કો તારૂણી જલ કેલિમાં, આનંદથી રમતી હતી;
કો ભામની મદની ભરી, તીરછાં નયનથી ભાળતી.
કો વિર્હું ઘેલી પ્રેમદા, નિજ યારને સમજાવતી;
રસીયો નિહાળી વાટમાં, કો ચંતનાં ચમકી જતી. ૩૪૭

કંઈ વીપ્ર ગણુ ગંગા તટે, સંધ્યા રૂડેરી આચરે;
ગંગાષ્ટ કો મૂખથી ભણે, હર ૐ મૂખથી ઉચરે.
હે જાન્હવી ભાગીરથી, હે ગંગ જન્હુકન્યકા;
હે પાપમોચન સૂર સરી, ત્રૈલોકય પાવન મોક્ષદા. ૩૪૮

એમ સ્નાન કરતાં ઉચરે, કંઇ વીપ્ર સંકલ્પો કરે;
યુવક કંઇ યુવતી ભણી, અણુસાર કરતાં ના ડરે.
યૌવન ભરેલા બાળકો, પરનારને જળ છાંટતા;
નિચું જુવે ધોતી ધુવે, ક-ટાક્ષ નેણુ ચલાવતા ૩૪૯

માનવ લીલા નિહાળતું, મુનિ વૃન્દ તટ પર આવીયું;
ત્રૈલોક્ય પાવન ગંગના, દર્શન વિષે ચીતડું ઠર્યું.
પછી સ્નાન મંગળ આચર્યું, ભવ પાપને પ્રલ્લય કર્યું;
કરવા વિશામો તીરપરે, સહુના મને નિશ્ચે થયું. ૩૫૦

આશ્રમ ભલેરો બાંધીયો, બે માસ રે'વા કારણે;
નિત સ્નાન ગંગાના થતાં, આનંદ ઉત્સવ છે મને.
યોગી જતી સન્યાસીના, દર્શન રૂડેરાં ત્યાં થતાં;
કાપાલીકો ને નાગડા, યાત્રા વિષે આવ્યા જતાં. ૩૫૧

મુનિરાય સાંજે વાંચતાં, વિજ્ઞાન કેરા ગ્રન્થને;
ચર્ચા થતી વેદાન્તની, સમજાવતા સદપંથને.
વાણી મધુરી સાંભળી, શ્રોતાજનો ખૂશી થતાં;
શંકા સમાધાનો થતાં, તેથી ઘણા જન આવતા. ૩૫૨

પ્રમાદને દુર્ગેશ બન્ને, ત્યાં કથા શુણુતાં હતાં;
વેદાન્તના વચને કરી, ચિત વૃત્તિમાં લીન પામતાં.
સુત વિત્તની માયા વિષે, મુનિરાય સમજાવી રહયા;
પ્રમાદને નિજ આત્મજા, સંભાળતાં અશ્રુ વહ્યાં. ૩૫૩

મુનિએ નિહાળ્યું તે સમે, પ્રમાદ પર દૃષ્ટી કરી;
ગાથા સમાપ્તિમાં થતાં, સાનિધ્ય બોલાવ્યો જરી.
લે આવ બેટા બેસને, શા માટ લોચનીયાં ભરે;
દુઃખ મેરૂ શીર પર શો ઢળ્યો, વિતક બધું કે'ને અરે. ૩૫૪

પ્રમાદ કે' ઓ બાપલા, મુજ દુઃખનો છેડો નથી;
શીતમ શીકંદરનો થયો, ભવસાગરે બાકી નથી.
રે રે ભુંડા ક્રુર ભાવીયે, દવમાં મને ઝંપલાવીયો;
હારી ગયો થાકી ગયો, અવની મહિં ફરતો ફર્યો. ૩૫૫

સંસાર સાગર નાવડી, ઝોલે ચઢી ભાગી પડી;
કાશી નિવાસી હું થયો, વેરણ વિધાતા બહુ નડી.
મુજ કર્મની કથની અરે, કે'તાં હૃદય કંપાય છે;
મુનિવર શુણ્યામાં સાર ના, હા–નેત્ર નીર ભરાય છે. ૩૫૬

અંતર તણી મુજ વેદના, કો'ની કને કે'વાયના;
વિપદ્ પડેલી શીર પરે, હું રાંકથી સ્હેવાયના.
બળતી ચિરા કો ઉરમાં, કેમે કરી બુઝાય ના;
હું શું કરૂંને કયાં જઉં, રે રે જરા સમજાય ના. ૩૫૭

જીવન વૃથા ચાલ્યું ગયું, દુઃખ સાગરે ડોડી રહ્યો;
મુજ પાપના પરિતાપનો, બેહદ્દ થતાં હારી ગયો.
બોલ્યા મુનીવર તે સમે, કરતો ન ગભરામણુ જરી;
સુખ દુઃખ પ્રારબ્ધે મળે, ચિંતા ન કર હિંમત ધરી. ૩૫૮

ગત જન્મના રૂણુથી મળે, સુત વીત દારા આત્મજા;
આવે સમય ચાલ્યાં જતાં, એક મેકથી થઇને ફના.
આ વિશ્વરૂપી વાટિકા, તેમાં વિવીધ પુષ્પો ભલાં;
આજે ખીલે કાલે મરે, એ જોઇ લે નજરે નર્યાં. ૩૫૯

આશા અને તૃષ્ણા તણી, નદીઓ વહે પુર જોસથી;
તેમાં તણાતાં માનવી, નવ સુખ પામે સર્વથી.
અનિત્ય વસ્તુ છે છતાં, સ્વામિત્વ હક મનથી ધરે;
અભિમાન ને અશ્વે ચઢી, મારૂં ગણી કુટે મરે. ૩૬૦

દુઃખ મૂળ છે સ્નેહ તત્વમાં, સ્નેહે જગત વ્યવહાર છે;
સ્નેહાવલંબન પર અરે, જગ પંખિડાં ફરનાર છે.
દુર ઝાંઝવાના નીરથી, લાગી તૃષા મટશે નહિ;
માયા પટાન્તરમાં રમે, જીવન અદા થાશે નહિ. ૩૬૧

ઓ વત્સ ત્હેં દુઃખ વેઠીયું, એ સ્નેહનું કારણ હશે;
સ્નેહ નાવડે ફરતાં અરે, ભવ સાગરે ડુબી જશે.
માટે વિચારી ચલને, ઉપાધી સરવે પર હરી;
જ્ઞાનામૃતે ચિત્ત શાન્ત કર, સમજી ભજી લે શ્રીહરિ ૩૬૨

પ્ર-માદ કે' ઓ બાપજી, છે બોધ ઉત્તમ આપને;
પણ દુઃખ છે એક અંતરે, કરૂણા કરીને તે હણો.
ગૃહબાર સૌ લુટે ગયું, લક્ષ્મી લુટાઇ છો ગઇ;
તેની મને દરકાર ના, શોકાગ્નિ છે અંતર મહિં. ૩૬૩

મુજ આત્મજા વય બારની, ગુણવાનને રૂપની ભરી;
સરીતા વિષે જઇને પડી; પાપી પિતા ત્રાસે કરી.
રે રે બિચારી બાળકી, જીવ શી રીતે કાઢયો હશે;
ઝંપાવતાં આ બાપને, વળી શ્રાપ પણ દીધો હશે. ૩૬૪

ઓ દીકરી રસની ઝરી, દેદાર તારા ના થયા;
હા રત્ન રગદોળી ગયું, દુર્દૈવને નાવી દયા.
ચોધાર અશ્રુ પાડીને, પ્ર-માદ પુષ્કળ ત્યાં રડયો;
નિશ્વાસ નાખી મુનિને, સાષ્ટાંગથી પાયે પડયો. ૩૬૫

મુનીરાય શીર કર મેલીને, આશ્વાસીને બેઠો કર્યો;
છાનો રહે રડતો નહિ, એમ બોલ મૂખથી ઉચર્યો.
તુજ આત્મજા છે જીવતી, મળશે તને થોડે સમે;
ધર ધીરને સ્મર શ્રીહરિ, કહીએ તને સાચું અમે. ૩૬૬

મુનીરાયના વચને કરી, પ્ર–માદ મન ખૂશી થયો;
ઓ બાપ શું–છે જીવતી, એમ બોલ પણ ઉચરૈ ગયો.
મુની વર કહે છે જીવતી. હરિહર ભરોંષો રાખને;
મન વાંછના પુરી થશે. એક માસમાં મળશે તને. ૩૬૭

લે–જા હવે તુજ આશ્રમે, કલ્પાન્ત સરવે છોડી દે;
ઉદ્દવેગ ના કંઈ રાખતો, ઈશ વૃત્તિમાં ચિત્ત જોડી દે.
પ્ર–માદ પ્રણુમી ચાલીયો, આનંદ મંગલ માનીને;
મુનીરાયના વચનામૃતે, શ્રદ્ધા ઉરાન્તર લાવીને. ૩૬૮

હરરોજ નિયમીત આવતો, વેદાન્તની શુણુવા કથા;
મુની વાકય પિયુષ ઉરમાં, ઉતારતો ટાળી વ્યથા.
દિવસો વ્યતિત ત્યાં થાય, ચાતૂર માસ પણુ પૂરણુ થયો;
પ્ર–માદ ધનના ભાગ્યનો, ઉદય સમીપ આવી રહયો. ૩૬૯

આવી દીવાળી દેવની, ને સાંજની વેળા હતી;
પ્રેક્ષક ગણો બેઠા હતા, રસદાય ગાથા ચાલતી.
પ્રાચી દિશામાં ઉગતા, ઇન્દુ તણી છટકી કળા;
શીત વાયુ લાગે અંગને, ગંગાજી વહે છે નિર્મળાં. ૩૭૦

એવે મધુરૂં ગાન ત્યાં, આલાપથી ચાલી રહ્યું;
આશ્ચર્ય સરવે પામીયાં, શ્રોતાજને જ્યાં સાંભળ્યું.
કર્ણેન્દ્રિયે પણ આવતો, દુઃખાર્તનો આર્દ્રક ધ્વનિ;
પ્ર–માદ ને દુર્ગેશની, ચિત્તવૃત્તિ ચાલી તે ભણી. ૩૭૧

મુનીવર કહે સૌ સાંભળો, કો બાલીકા દુઃખણી હશે;
વિતક વિતેલું વર્ણવે, આક્રંદથી રડતી દિશે.

## તોટક.

મૃગલી માત જતાં દુઃખણી બની;
દ્વિતીય પત્નિ સુખે પિતુ એ કરી. ૩૭૨

અપર માત થતાં દુઃખની ઝડી;
મૃગલી હારી છૂટી નદીમાં પડી.
નદી પૂરે પડતાં પણ ના મરી;
નકટ ઢીંમરના કર તે ચઢી. ૩૭૩

પ્રબળ દાનવથી છૂટી તો થઈ;
પછી થકી મુની આશ્રમમાં ગઈ.
સરપણી સમ માત તહીં ડસી;
મૃગલી હિંસકના કરમાં ફસી. ૩૭૪

નગવને રઝળી પ્રજળી ગઈ;
મૃગલીને દુઃખની અવધી થઈ.
હરીહરે કરૂણા પણ ત્યાં કરી;
મદદમાં મૃગ આવી ચઢયો જરી. ૩૯૫

ક્રુર પિશાચ થકી છૂટી હા કરી;
ફરી થકી મુનિ આશ્રમમાં ઠરી.
નવ દયા પિતુના ઉરમાં વસી;
અરર સાવકી દીકરીને ડસી. ૩૭૬

વન ભમી ગીરિ કંદરમાં ફરી;
મુનિ કૃપા થકી જન્હુ તટે ઠરી.
પણ અરે પિતુ કયાં ફરતા હશે;
જનુની કયાં દુઃખ સાગરમાં વશે. ૩૭૭

ખબર અંતર ના મળી એ હરિ;
થઇ ગયાં વિખૂટાં કરમે કરી.

વીણા સહુ આલાપ સ્વર, બહુ મેળવે યુક્તિ કરી;
પંચમ અને કોમળ કરે, આરોહ અવરોહણ ધરી. ૩૭૮

શ્રોતાજનોના મન ત્યાં, સ્હેજે દ્રવિભૂત થઇ ગયાં;
કોમળ હૃદયના માનવીને, નેત્રથી આંસુ ખર્યાં.
ગમગીનની છાયા ખરી, સ્હેજે છવાઇ તે સમે;
ચિત્ત ચોકડે પણ ના રહ્યું, સ્વર સાંભળી પ્રમાદને. ૩૭૯

બોલી ઉઠયો કર જોડીને, એ બાપજી કુણુ ગાય છે;
અજ્ઞાનથી હિણભાગી કેરૂં, ચીત્તડું ચિરાય છે.
રે રે વહે છે જે બધું, લાગું પડે છે મુજને;
શું આત્મજા મારી હશે, સંબોધીને કે'તી મને. ૩૮૦

મુનીવર કહે તું શાન્ત થા, કરતો ઉતાવળ ના જરી;
હિંમતતણું હથીયાર ધર, કરશે કરૂણા શ્રી હરિ.
પ્ર—માદ કે' એ બાપજી, હિંમત હવે રે'તી નથી;
ગાનારના શબ્દો થકી, ચિત્ત સ્થીર થઇ રે'તું નથી. ૩૮૧

રે રે મધુરા ગાનથી, છાતી વિદારણ થાય છે;
હૈયા શુનો હું તો થયો, જોવાને મન લલચાય છે.
મુનીનાથ કે' સૌ ચાલજો, આવો બધા મારી પુઠે;
ઘટના—ઘટિત ઘટાવીયે, જેથી હ્રદય શંકા ટળે ૩૯૨

પ્ર–માદ ધન ઝટ દોડીયો, મુનીવર પુઠેથી પણ વહ્યા;
શ્રોતા જનોનાં વૃન્દ પણ, જોવા તદા ચાલી ગયાં.
એક પર્ણકુટીમાં હતો, મુની બાળ સરખો આદમી;
ભગવાં ધરેલાં અંગ પર, મુનીવર પ્રભા શશીવર સમી. ૩૯૩

રુદ્રાક્ષ શોભે કંઠમાં, હાથે વીણા ધારેલ છે;
પાદામ્બુજે છે પાદુકા, શીર પર જટા વિખરેલ છે.
સૌન્દર્યતા કૈં અવનવી, મૂખ મંડળે છાઈ રહી;
જોતાં હૃદયની ભાવના, સાનિધ્યમાં પ્રગટે તહીં. ૩૯૪

પ્રેક્ષક ગણો ઉભા રહ્યા, નીમિષ વીણ દ્રગથી જુવે;
આશ્ચર્યથી અવલોકતાં, હર્ષાશ્રુથી નયનો ધુવે.
પ્ર–માદ ધન ઉત્સૂક થઈ, અવલોકતો મુનિ રૂપને;
શંકા ઉરાન્તરમાં થતી, પામી હૃદયના ક્ષોભને. ૩૯૫

આ આત્મજા મુની બાળ છે, સમજાય ના મ્હારા થકી;
પુછાય ના જોવાય ના, બોલાય ના ઉભા ટકી.
મુની વેણુ મૂખથી ઉચર્યા, ઓ દીકરી ગભરાવ ના;
સૌ સ્વાંગને ઉતારોને, ખુલ્લી કરી દે ભાવના. ૩૮૬

આ તાત તારા છે ભલા, ઓરમાન મા પણ આ રહી;
લે ભેટ ભાવે દીકરી, થાનાર વસ્તુ સહુ થઈ.
મુની વેણુને આલોચતાં, ભગવાં ઉતારી મેલીયાં;
પગ પાદુકાને પર હરિ, આનંદ ઝરણાં રેલીયાં. ૩૮૭

દિવ્યાંબરો પરી ધાનમાં, કાન્તિ અનૂપમ ઝળકતી;
ચંદ્રક લલાટે શોભતો, શુદ્ધ સ્નેહ વૃત્તી છલકતી.
ઝાંઝર તણા ઝણુકારથી, હ્રદ્ય ચર્ણ શા શોભી રહ્યા;
માતા પિતાને દીકરી, ત્રેણે અહો ભેટી પડ્યાં. ૩૮૮

હર્ષાશ્રુ નયને વહી રહ્યાં, મનમોદ મગ્ને થઇ રહ્યાં;
એકમેકને નિરખી રહ્યાં, હર્ષોદધી જલ ઉછળ્યાં.
પ્ર–મોદ કે' ઓ દીકરી, બહુ બહુ દુઃખો ત્હેં વેઠીયાં;
મુનીવર કૃપાથી તું મળી, ગતજન્મ પુણ્યો સહુ ફળ્યાં. ૩૮૯

એવે મુનીવર બોલીયા, આ આવ પુષ્પક મુજ કને;
ઉતારી તારા સ્વાંગને, વિલોકી જોને આ ક્ષણે.
શુદ્ધ પ્રેમનો યોગી હતો, મુનીવર સહ રહેતો હતો;
પટાંતરે ઉભો રહેલો, આવીને બનીયો છતો. ૩૯૦

કાયા તણી કફની તજી, પુષ્પક મુની પાયે પડયો;
કર શીર ઉપર ફેરવ્યો, ગૃહી હસ્ત ત્યાં ઉભો કર્યો.
પ્ર–માદ પિછાની ગયો, પુષ્પક અરે સ્વ. જાતિનો;
કયાંથી અહો એ આવીયો, એ જોઇને સ્થંભિત બન્યો. ૩૯૧

આનંદ સાગર ઉછળ્યો, સર્વે હવે ભેગાં થયાં;
વિતક બધું વર્ણી કહ્યું, એકમેકને દુઃખડાં કહયાં.
પ્ર–માદ કે' મુનિ વર્યજી, ઉર આજ ઉત્સવ છે મને;
થઇ યોગ્ય લાયક દીકરી, ક...રાવી દો શુભ લગ્નને. ૩૯૨

મુનીનાથ કે' વાહ ધન્ય છે, જોડું અલૌકીક છાજશે;
જગ વાટિકામાં પંખીડા, આનંદ મંગળ મ્હાલશે.
કુન્દન અને પુષ્પક તણું, પાણી પીડન મુનિએ કર્યું;
વિવાહ વિધી મંગલ કરી, આશિર્વચન મૂખ ઉચર્યું. ૩૯૩

## સ્રગધરાવૃત્ત.

જ્યાં સુધી ચંદ્ર ભાનું, નભ મહિ વીચરે. જગત સેવા સ્વીકારી.
જ્યાં સુધી સાધુઓના, પરમ ચિત વીષે. રે' દયા શ્રેયકારી.
જ્યાં સુધી નર્મદાનો, અહર્નિશ વહતો, સ્રોત માંગલ્યકારી;
ત્યાં સુધી સુખ પામો, અચળ જગ રહો, એજ આશીષ મ્હારી. ૩૯૪

મન કામના પૂરણ થજો, કિર્તિ અતુલીત જગ રળો;
સુખ સંપત્તિ શુભ જામજો, આશીર્વચન મ્હારૂં ફળો.
મોટ્ટમ ઘણેરી મેળવી, હરિ નામને સંભાળજો;
નરવીર થઇને ચાલજો; લાભોદયે ચિત ઘાલજો ૩૯૫

લક્ષ્મીપતિને સે'વજો, જંપી સગામાં મ્હાલજો;
બુજર્ગ પરિચર્યા કરી, પુન્યસ્વી જગમાં કા'વજો.
રજ વાતમાં છણકા કરી, વા'લાં વિરોધી ના થશો;
શીખ શાસ્ત્ર અંતર રાખીને, નાદાનથી ખસતા જશો. ૩૯૬

અપવાદથી દૂર નાશજો, નુતન કૃતિ કરતા થજો;
ગૃહ સુત્રને દીપાવજો. હરગીઝ આનંદ રાખજો.
થીર ચિત્ત ધ્યેયે રાખીને, રસના રસીલી ધારજો;
બાહ્ય વસ્તુની પ્રીતી તજી, નાના વીધે સુખીયાં થજો. ૩૯૭

રઘુનાથનું શરણું ગૃહી, વીર નામના મુકતા જનો;
છેલ્લે હરિ પદ પામવા, ૐકાર જપ મૂખ રાખજો.
સત્ ગોત્ર છે દાક્ષાયણી, ગોવિંદ ભટ્ટ તેમાં થયા;
તત્ સૂનુ [illegible] છે, જેને પ્રભુ પર છે મયા. ૩૯૮

તેનો તનય કવિપાદ સેવક, નામ જગન્-નાથ છે;
[illegible] જ્ઞાતિ દ્વિજમાં, પરિમલ પુરે પણ વાસ છે.
પિતૃવ્ય ગણપતરામ છે, તેની કૃપા અનહદ્દ થઇ;
કાવ્યામૃતાદિકના મને, સંસ્કાર પાડ્યા ઉર મહીં. ૩૯૯

ગુરૂવર કૃપા દ્રષ્ટી થકી, રચના રચી રસદાયીની;
શ્રોતા વિચારી વાંચજો, જોશો ન મુજ દોષો ભણી.
હું સ્વલ્પ બુદ્ધિ માનવી, ભૂલચુકની માફી દીયો;
ય-થા મતિ ગાથા ગુંથી, કંઇ બોધ અંતરમાં લીયો. ૪૦૦

નવ આવડે પિંગળ મને, રસ જ્ઞાનમાં રમતો નથી;
રચના રચી પ્રેરક પ્રભુ, એ વીણુ બીજું કંઇ નથી.

ભૂ[૨]જાષ્ટ[૮] ખ[૯]ન્ડેન્દુ[૧] વરષ, છે શ[૧]રદ પુન્યમ જામની
વાસર શુરૂ રળીયામણો, ગાથા ગુંથી ગુણદાયિની

જયકાર ગુર્જરનો થજો, ભાષા ભલી હો ગુર્જરી
અભિલાષ અંતર એટલો, તે પૂરજોને શ્રી હરિ

૧૯૮૨.
આસો પૂનમ.

"લે. મુકુન્દ"



( ૧ )

## બહાર પડી ચૂકી છે. આજેજ ગ્રાહક થાઓ

"જીવરાજસિંહ યા આત્માનુભવ" રસ મય વાર્તા. જેમાં વેદાંત વિષયની ઘટના ઘટાવવામાં આવી છે. ગમ્મત સાથે જ્ઞાનનાં ઝરણ વહે છે. કિંમત રૂા. ૦-૬-૦ લખો.

( ૨ )

## થોડા વખતમાં બહાર પડશે.

"શ્રી જયવિજયાખ્યાન" કાવ્ય. સિદ્ધરુદ્ર માસિકમાં દરમાસે પ્રસિદ્ધ થતું. વાંચક વર્ગને આનંદ આપનારૂં. વિવિધવૃત્તથી ભરપુર; અને શૃંગાર, હાસ્યથી ગુંથાયેલું. થોડા વખતમાં સંપૂર્ણ આખ્યાન બહાર પડશે. વાર્તા સબંધ અદ્‌ભૂત છે. ભાષા સરળ અને પ્રભાવશાળી છે. છતાં અગાઉ ગ્રાહક થનારને કિંમત રૂા. ૧-૦-૦ પાછળથી ૧-૮-૦ લખો.

વૈદ્યશાસ્ત્રી કૃષ્ણશંકર મહાશંકર દેવજ્ઞ.

ટંકારીઆ તા. આમોદ જી. ભરૂચ.

ઠે. બાલચંદ્ર ઔષધાલય